# हिन्दुस्तानी प्रवेशिका

[ હિન્દુસ્તાની પ્રવેશિકા ]




परमेष्ठीदास जैन

वल्लभदास अक्कड़

# हिन्दुस्तानी प्रवेशिका

[ હિન્દુસ્તાની ભાષા, લિપિ, પ્રારંભિક વ્યાકરણ, તેના નિયમો, દૃષ્ટાંતો, હિંદીના અઢારસો શબ્દોનો નાનો કોશ, મહત્ત્વના ભાષાદોષ, નિબંધ-અનુવાદાદિનું માર્ગસૂચન, પત્રલેખન પદ્ધતિ, કહેવતો ને રૂઢ-પ્રયોગોની વાનગી વગેરે સંક્ષિપ્તમાં રજૂ કરતું પુસ્તક ]

" प्रान्तीय भाषाओंके स्थानमें नहीं, बल्कि उनके सिवाय अन्तर्प्रान्तीय विनिमय के लिये, एक राष्ट्रभाषा समस्त भारतके लिये ज़रूरी है। वह केवल हिन्दुस्तानी हो सकती है।"

**मो. क. गांधी**




લેખકો

**પરમેષ્ઠીદાસ જૈન**, न्यायतीर्थ

**આચાર્ય,**

**વલ્લભદાસ અક્કડ**, राष्ट्रभाषा विशारद

**અધ્યાપક,**

હિન્દી વિદ્યામંદિર અને રાષ્ટ્રભાષા અધ્યાપન મંદિર, સૂરત

· મુદ્રક ·
જશવંતસિંહ ગુલાબસિંહ ઠાકોર
"સુરત સિટિ" પ્રિન્ટિંગ પ્રેસ
ભાગાતળાવ · સૂરત

· પ્રકાશક ·
મેસર્સ કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ
તરફથી નવનીતલાલ બાલુભાઈ બુકસેલર
નાણાવટ · સૂરત

# "પુસ્તકો હિંદી ભાષામાં લખાવાં જોઈએ"

ખુશીની વાત છે કે પ્રાંત પ્રાંતની ભાષા સારી પઠે ખેડાવા માડી છે દક્ષિણી, ગુજરાતી, બંગાલી વગેરે ભાષામાં ગદ્ય પદ્યના પુસ્તકો થવા લાગ્યાં છે એ ખુશીની સાથે આ દલગીરી પણ છે કે એક ભાષાના વિદ્વાન બીજી ભાષાથી કેવલ અજ્ઞાન રહે છે. જહાં સુધી એકમાંથી બીજામાં તરજુમા નથી થવા લાગ્યા ત્યાંહસુધી દરેક ભાષામાં એક મોટી ખોડ છે એમ સમજવું. એકેક પ્રાંતની ભાષા સુધરવાથી તે તે પ્રાંતના લોકને લાભ છે. દેશને નથી. વળી એક પ્રાંતના લોકને બીજા પ્રાંતના લોક સાથે જુદી જુદી ભાષાને લીધે વેહેવાર રાખવામાં ઘણી અડચણ પડે છે. કોઈ ગુજરાતી દક્ષિણમાં કે ઉત્તરમાં પ્રવાસ કરવા નીકળ્યો તો તે જુદી જુદી બોલી બોલતા લોકની સાથે ભાંગુ તુટું ઉરદુ બોલી કામ ચલાવે છે પણ મનમાનતી રીતે મનની વાત જણાવી શકતો નથી. માટે આખા હિંદુસ્તાંનની સામાન્ય ભાષા એક હોવી જોઈએ ને તેને સારૂ હિંદી સહુને સુતરી પડે તેવી છે. હિંદી ભાષા જાણનારને હિંદુસ્તાનના કોઈ પણ ભાગમાં પોતાના વ્હેવારમાં અડચણ પડતી નથી. પોતા પોતાની પ્રાંતની ભાષામાં ભલે પુસ્તકો લખાયાં કરે પણ સર્વ હિંદુઓના લાભને અરથે જે પુસ્તકો લખાય તે હિંદી ભાષામાં ને દેવનગરી લીપીમાં લખાવાં જોઈએ કે તેજ આખા હિંદુસ્તાંનમાં વંચાય. દરેક વિદ્વાંને પોતાની જન્મ ભાષાની સાથે સારી પડે હિંદી, કામ જેટલી સંસ્કૃત અને ઘણી ઘણી વાતની જાણ આયતી મળે માટે સારી પઠે અંગ્રેજી ભાષા જાણવી જોઈએ. કેટલાએક વિદ્‌વાને તો અંગરેજી ભાષામાંજ નિપુણ થવું જોઈએ કે જેથી તે દેશીયોના દુખ સરકારને સારી રીતે જણાવી શકે પણ એ થોડાથી બને તેવું છે માટે ઘણાખરાઓએ તો હિંદીમાં લખવું જોઈએ. હમારો તો આવો વિચાર છે કે જેમ અંગ્રેરેજી કોલેજમાં લેટીન સંસ્કૃત વગેરે ભાષા શીખવામાં આવે છે તેમ અમદાવાદ ને પુણા ટ્રેનીંગ કોલેજમાં હિંદી ભાષા શીખવવામાં આવે ને એને સારૂં આગરા અલાહાબાદ તરફથી શુદ્ધ હિંદીને માટે કોઇ સારો શિક્ષાગુરુ બોલાવવો જોઈએ.

[ કવિ નર્મદના તા. ૧લી માર્ચ ૧૮૬૮ના અસલ "ડાંડિયો" માંથી ]

# हिन्दुस्थान की राष्ट्रभाषा

हमारा प्रयत्न हिन्दुस्थानमें एक भाषा करने का नहीं है। हमारा यह भी अभिप्राय नहीं है कि भिन्नभिन्न प्रान्तोंकी भाषायें नष्ट होकर भारत में एक ही भाषा रहे। हिन्दुस्थान जैसे विशाल राष्ट्रकी सर्वाङ्गीण उन्नति के लिए भिन्न भिन्न गुण और स्वभाववाली प्रान्तीय जातियों की जितनी आवश्यकता है, उतनी ही भारतीय संस्कृति के सार्वदेशिक विकास के लिए भिन्नभिन्न भाषाओं की भी आवश्यकता है। किन्तु जैसे भिन्नभिन्न इन्द्रियों में सञ्चार करनेवाला मन तो एक ही है, जिसके द्वारा सम्पूर्ण शरीर में एकरूपता और एकप्राण का सञ्चार होता है, उसी तरह आज हिन्दुस्थान में एकराष्ट्रीयता की भावना जागृत तथा व्यक्त करने के लिए राष्ट्रीय भाषा की अत्यन्त आवश्यकता है।

*　　*　　*　　*

जिस तरह हम पर अंग्रेज़ी संस्कृतिका प्रभाव पड़ता है किन्तु अंग्रेज़ लोग हमारे साथ नहीं रहते हैं, न हमारे साथ मिलते-जुलते ही हैं, उसी तरह अंग्रेज़ी साहित्य और अंग्रेज़ोंकी विचार-पद्धतिका प्रभाव हम पर होते हुए भी अंग्रेज़ी भाषाका हिन्दुस्थान में राष्ट्रभाषा होना या बने रहना सम्भवनीय नहीं। राष्ट्रभाषा तो हिन्दुस्थानी ही हो सकती है।

*　　*　　*　　*

सबसे पहली बात यह है कि हमारे अध्ययन-क्रमोंमें हिन्दीका प्रवेश होना चाहिए। प्राथमिक, माध्यमिक और उच्च शिक्षण में हिन्दी एक आवश्यक विषय माना जाना चाहिए।

**—काका कालेलकर**

"हिंदुस्तानी कमेटी एक भाषा बनाने का प्रयास कर रही है। वह न तो क्लिष्ट हिन्दी होगी न कड़ी उर्दू। वह आसानी से समझी जा सकेगी। साथ ही साथ इसका रंगरूप ऐसा होगा कि ऐसे प्रान्तों के निवासी जो हिन्दी तथा उर्दू में से किसी भाषा को नहीं बोलते इस नई भाषा को पसन्द करेंगे और इस प्रकार ऐसी भाषा निकल आएगी जो राष्ट्रीय कार्यों में काम आ सकेगी।"

**—मौलाना अबुल कलाम आज़ाद।**

# અનુક્રમણિકા

# ભૂમિકા

હિંદી મહાસભાના આદેશ અનુસાર હિન્દુસ્તાનીને ભારતની રાષ્ટ્રભાષા બનવાનું સૌભાગ્ય સાંપડયું હોવાથી, તેમ જ મુંબઈ સરકારે શાળાઓમાં એનો અભ્યાસ અનિવાર્ય કરવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો હોવાથી આ પુસ્તકનું પ્રકાશન થાય છે. છેલ્લાં અઢી વર્ષથી સૂરતના હિંદી પ્રચારક મંડળના આશ્રય હેઠળ ચાલતા વિદ્યામંદિરના અમારા અનુભવે પણ અમને આ કામ માટે પ્રેર્યા છે. હિન્દુસ્તાનીનો પદ્ધતિ-પુરઃસર અભ્યાસ કરવા માટે તેમ જ ભાષાશુદ્ધિની દૃષ્ટિએ એનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે યોગ્ય ગણાય એવા પુસ્તકનો અભાવ ગુજરાતમાં હતો જ. એટલે આ નાના પ્રકાશનને સત્કાર મળશે એવી અમને શ્રદ્ધા છે.

જે એકાદ-બે પુસ્તક હાલ અસ્તિત્વમાં છે તેના કરતાં અનેક દૃષ્ટિએ આ પુસ્તકમાં વૈવિધ્ય જાળવવા પ્રયાસ થયો છે. વ્યાકરણના સામાન્ય જ્ઞાન ઉપરાંત, ગુજરાતીઓની ગુજરાતી ભાષામાંથી ચળાઈને બનતી હિંદી ભાષાની સામાન્ય ભૂલોનો ઉદાહરણ રૂપે સંગ્રહ, અનુવાદ-કળા, પત્રલેખન પદ્ધતિ, રોજના ઉપયોગનો નાનો શો શબ્દકોશ, વ્યવહારના રૂઢપ્રયોગ અને લોકોક્તિઓની વાનગી વગેરે આ પુસ્તકની વિશિષ્ટતા છે.

અનુભવ અમને કહેવડાવે છે કે ગુજરાતી ભાષાના અને વ્યાકરણના ઠીક ઠીક જ્ઞાન વિના હિંદી વ્યાકરણ સમજવું અઘરું પડશે. એટલે જ આ વ્યાકરણ શીખતાં પહેલાં ગુજરાતી વ્યાકરણનો દરેકે સાધારણ અભ્યાસ કરી લેવો જરૂરનો છે. એ સિવાય "હિંદી ભાષામાં તે વળી શીખવાનું શું...અને અમને તો હિંદી આવડે છે..." એવો ભ્રમ રાખનારાઓ સમક્ષ નમ્રતાપૂર્વક નિવેદન છે કે હિન્દુસ્તાની પણ ભારતની એક સમૃદ્ધ ભાષા છે, તેને ય તેનું અનેકદેશીય વિપુલ સાહિત્ય છે

અને તેના વ્યાકરણાદિના ચોક્કસ નિયમો હોવા ઉપરાંત તેની એક વૈજ્ઞાનિક પદ્ધતિની લિપિ છે. ગુજરાતીની જેમ તેની જનેતા સંસ્કૃત ભાષા તો છે જ; પણ તે સાથે સંસ્કૃત ઉપરાંત અરબી અને ફારસી ભાષાઓ પણ છે: અને તેથી તેનો શબ્દભંડોળ સમૃદ્ધ છે. વળી ગુજરાતી કે સંસ્કૃત જેમ તેમાં ત્રણ લિંગ [જાતિ] નથી પણ માત્ર બે જ [પુલ્લિંગ અને સ્ત્રીલિંગ] હોવાથી ભાષાશુદ્ધિ ખાતર વાક્યરચનામાં ખાસ તકેદારી રાખવી પડે છે. શ્રી કિશોરલાલ મશરૂવાળાએ સૂરતના હિન્દી પ્રચારક મંડળના અધ્યાપન મંદિરના ઉદ્‌ઘાટનના માંગલિક પ્રવચનમાં કહ્યું હતું કે હિન્દુસ્તાનીના જ્ઞાનના મિથ્યાભિમાનને લીધે જ હિન્દી ભાષાના જ્ઞાનમાં ગૂજરાત આજે અ-હિન્દી પ્રાન્તો [ મહારાષ્ટ્ર, મદ્રાસ વગેરે ] કરતાં પાછળ પડી ગયું છે. આવા સમર્થ વિદ્વાનના આ કથનમાં સત્ય હોઈ તે દોષ ટાળવા ગુજરાતીઓ તનતોડ પ્રયત્ન કરે અને ગૂજરાતને પ્રથમ નંબરે લાવે એવી અમે જરૂર આશા રાખીએ.

શિક્ષણદૃષ્ટિએ ગુજરાતીને જ આ વ્યાકરણ વિશેષ ઉપયોગી નીવડે એ અમારું પ્રધાન લક્ષ્ય છે. તેની સાથે નાનાં નાનાં બાળકોને પણ ઝાઝી તકલીફ વગર સમજ પડે એટલા ખાતર વિગતો, દૃષ્ટાંતો અને સાદી સરળ ભાષાનો બને તેટલો આશ્રય લીધો છે. આમ છતાં જે ક્ષતિ રહી હશે તે બીજી આવૃત્તિમાં સુધારાશે. સુધારા વધારા કરવા સંબંધમાં વિદ્વાનો તરફની સૂચનાઓનો શક્ય હશે તેટલો સત્કાર પણ અવશ્ય થશે જ.

ટૂંકમાં, એટલું જ કે આમાં જે કાંઈ સારું હોય તેનો યશ હિન્દી પ્રચારક મંડળને ઘટે છે, કારણ કે પ્રત્યક્ષ શિક્ષણનો અનુભવ આપનાર એ મંડળનું હિન્દી વિદ્યામંદિર ન હોત, તેમાં ભણતાં સેંકડો વિદ્યાર્થીઓ દ્વારા અમને તેમની અશુદ્ધિઓનાં અભ્યાસ ન થયો હોત, અને અખિલ હિંદ હિંદી પ્રચાર સમિતિ, વર્ધા, તરફથી લેવાતી પરીક્ષાઓના પ્રશ્નપત્રો તપાસવાની તક અમને તુલનાત્મક દૃષ્ટિએ ન

મળી હોત તો ગુજરાત સિવાય ઇતર પ્રાંતના વિદ્યાર્થીઓના વ્યાકરણ-દોષોનો પરિચય અશક્ય થયો હોત.

આ પુસ્તક તૈયાર કરવામાં હિંદી વૈયાકરણી શ્રી કામતાપ્રસાદ ગુરુના વ્યાકરણનો, ગોંડલ સ્ટેટના ગુજરાતી વ્યાકરણનો તેમ જ કેટલાક હિંદી-ગૂજરાતી કોશોનો અને બીજાં પુસ્તકોનો ઉપયોગ કર્યો હોવાથી તેમના લેખકોનો અને પ્રકાશકોનો પણ આભાર માનીએ છીએ.

અમારા મિત્રો પૈકી શ્રી. જમીએતરામ પંડ્યા, રાષ્ટ્રભાષા વિશારદ, શ્રી નરદેવ વેદાલંકાર અને કવિ શ્રી. દેશળજી પરમારની અમૂલ્ય સહાયનો ઉલ્લેખ કરવાનો અમારો ધર્મ છે. પહેલા બે સાથીઓએ ખાસ કરીને કોશ તૈયાર કરવામાં અને શ્રી. પરમારે ગુજરાતી વ્યાકરણવિષયક તેમ જ બીજી સૂચના કરવામાં પોતાનું જ કામ ગણી સહાય ન કરી હોત તો આ કામ જેટલું સારું થયું છે તેટલું ન જ થયું હોત.

આ ભૂમિકા પછી "**હિન્દુસ્તાની : રાષ્ટ્રભાષા**" નામે નાનો લેખ વિદ્યાર્થીઓને હિંદુસ્તાનીની ઉત્પત્તિ અને મહત્તા સમજાવવા માટે ખાસ મૂક્યો છે.

સંજોગવશાત્ અત્યંત ત્વરિત ગતિએ આ પુસ્તક લખવું ને છપાવવું પડ્યું હોવાથી નાના-મોટા દોષ બીજી આવૃત્તિમાંથી ટાળવા બનતો પ્રયત્ન કરીશું. અમને આશા છે કે આ પુસ્તક ગુજરાતી જનતાની સારી જેવી વિદ્યાવિષયક ખોટ પૂરી પાડશે.

ગાંધીચોક,
સૂરત, ૫મી જાનેવારી, ૧૯૩૯ }

**પરમેષ્ઠીદાસ જૈન**
**વલ્લભદાસ અક્કડ**

# राष्ट्रभाषा कैसे पढ़ें ?

ऐसा एक शब्दकोश आपको बनाना होगा, जिसमें जिन शब्दों के हिंदी और स्वभाषा में अलग अलग अर्थ होते हैं, वे बताये गये हों। और साथ ही ऐसे शुद्ध भी, जो हिंदी और स्वभाषा में समान हों अथवा थोड़े ही फर्क के साथ उपयोग में लाये जाते हों।

* * * *

आप देखेंगे कि हिंदुस्तानी बोलने या लिखने में हरेक प्रान्त के लोग खास खास तरह की भूलें बार बार किया करते हैं। उसका कारण स्वभाषा के मुहावरे और भाषा-रूढ़ियां होती हैं। गुजराती में जिसतरह से बोलने की रूढ़ि है, हिंदुस्तानी में उसतरह की नहीं है। गुजराती मनुष्य हिंदुस्तानी में बोलते समय स्वभाषा का अनुवादात्मक रूढ़िप्रयोग कर देता है। वह हिंदी में गलत समझा जाता है।

* * * *

हिंदुस्तानी सीखनेवालों के लिए आपको ऐसी एक किताब बनानी होगी, जिसमें ऐसी भूलों को बताया हो, और ऐसे शब्दों का संग्रह किया गया हो।

* * * *

हिंदी और गुजराती निकट की भाषायें हैं इसलिए साधारणतया गुजरातियों को यह खयाल हो जाता है कि हिंदी में क्या पढ़ना है? 'ने', 'ना' की जगह 'को', 'का' और 'छे' की जगह 'है' करने से हिंदी हो जाती है। इस मिथ्याभिमान से गुजरातियों को भाषा सीखने की होड़ में पिछड़ जाना होगा। क्योंकि जब अंग्रेजीका स्थान हिंदुस्तानी ले लेगी, तब जैसी-तैसी भाषा से काम न चलेगा।

—श्री. किशोरलाल मशरूवाला

# હિન્દુસ્તાની : રાષ્ટ્રભાષા

## [ ઉત્પત્તિ, વિકાસ અને મહત્તા ]

“ બાર ગાઉએ બોલી બદલાય ” એવી ગુજરાતીમાં કહેવત છે. ભાષાનો ઇતિહાસ ઘણો પુરાણો છે અને ભાષાની ઉત્પત્તિ ક્યારે ને કેમ થઈ તેને વિશે ચોક્કસ શોધ થઈ નથી. છતાં વિદ્વાનોએ એમ નક્કી કર્યું છે કે મનુષ્ય જાતિની ઉત્પત્તિ પછી ઘણે વર્ષે એમને વાણી સાંપડી હશે.

આમ વાણી મળ્યા પછી જુદાં જુદાં સ્થળોએ રહેતા માણસોએ એક જ વસ્તુનાં નામ આપ્યાં. કોઈએ “ આંખ ” કહ્યું તો કોઈએ “ Eye ”, તો કોઈએ “ नयन ”. આમ છતાં ભાષાશાસ્ત્રીઓની શોધને એવો આધાર મળ્યો છે કે આખી ય દુનિયામાં પહેલાં માત્ર એક જ ભાષા હોવી જોઈએ, કારણ કે કેટલાક શબ્દોનાં મૂળ તપાસતાં તેઓમાં સરખાપણું દેખાય છે.

દુનિયાના પૂર્વ ભાગની પ્રાચીન મૂળ ભાષા સંસ્કૃત અને પશ્ચિમ ભાગની લેટીન ( જે બન્ને મૂળે એક જ હોવાનું મનાયું છે ) એ બેમાંથી દેશ, સ્થળ, કાળ અને ઇતિહાસને લઈને ભાષામાં ફેરફાર થતા આવ્યા. દાખલા તરીકે “ माता ” અને “ भ्राता ” શબ્દોનાં જુદાં જુદાં મૂળ નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છે:

| | | | |
|---|---|---|---|
| ૧. | मातृ | भ्रातृ | (સંસ્કૃત) |
| ૨. | मतर | ब्रतर | ( ચીન ) |
| ૩. | माटेर | फ्रातेर | (યુનાની) |
| ૪. | मेटर | फ्रेटर | ( લેટીન ) |
| ૫. | मदर | ब्रदर | (અંગ્રેજી) |
| ૬. | मादर | बिरादर | ( ફારસી ) |
| ૭. | माता | भ्राता | ( હિન્દી ) |

આજે ઉપલી બે મૂળ ભાષાઓમાંથી સેંકડો બીજી ભાષાઓ ઉત્પન્ન થઈ છે. આર્ય લોકો હિન્દુસ્તાનમાં આવ્યા ત્યારે તેમની અસલ ભાષા સંસ્કૃત હતી. પંડિતો એ જ ભાષામાં બોલતા અને લખતા, પણ એ ભાષા અઘરી હોવાથી સામાન્ય લોક સાથે બોલવાને તેમણે એક સહેલી ભાષા ઊભી કરી ને તે પ્રાકૃત કહેવાઈ. વખત જતાં એ પ્રાકૃતમાંથી વળી પાછી અનેક ભાષાઓ ઊભી થઈ. હિંદી, ગુજરાતી વગેરે એમાં ગણાય છે.

હિંદી–ગુજરાતી ભાષાઓના ઇતિહાસનો સમય અને વિકાસ કંઈક અંશે સરખો છે. સને ૧૦૦૦ સુધી હિન્દુસ્તાનમાં, દક્ષિણ હિન્દુસ્તાન સિવાય સર્વત્ર હિન્દી ભાષામાં ઠીક ઠીક વ્યવહાર થવા લાગ્યો હતો. મહંમદ ગિઝની સને ૧૦૨૪માં હિન્દુસ્તાન પર ચઢી આવ્યો ત્યાં સુધી શુદ્ધ સંસ્કૃતમય હિંદી, જે પ્રાકૃતમાંથી ઊતરી આવી હતી તે જ, સંપૂર્ણ રીતે લોકોમાં બોલાતી હતી.

પણ મહમૂદ ગિઝની અને બીજા મુસલમાન બાદશાહોના સમયમાં મુસલમાન લશ્કરના સિપાઈઓ પોતાની અરબી

અને ફારસી ભાષાના શબ્દોને હિંદી ભાષામાં ઉમેરો કરી બોલવા લાગ્યા. હિંદના તે વખતના વેપારીઓને તો માત્ર હિંદી જ આવડતી એટલે પછી વ્યવહારમાં બન્ને ભાષાના શબ્દોનું મિશ્રણ થયું. પરિણામે તેમાંથી ઉર્દૂ ("ઉર્દૂ" નો અર્થ લશ્કર અથવા લશ્કરી બજાર થાય છે) ભાષા ઉત્પન્ન થઈ.

આમ મુસલમાન અને મોગલ જમાનામાં ઉર્દૂની ઉત્પત્તિ થઈ અને તે હિંદુસ્તાનમાં રાજભાષા તરીકે ચાલુ થઈ. રાજ્યનાં દફતરો ને લોકોનો વ્યવહાર તે વખતે ઉર્દૂ ભાષામાં ને લિપિમાં ચાલતાં. અંગ્રેજી રાજ્યનો અમલ શરૂ થતાં અંગ્રેજી ભાષા દ્વારા કેળવણી અપાવા લાગી ને રાજભાષા તરીકે અંગ્રેજી ચાલુ થઈ એટલે પ્રાન્તીય ભાષાઓનો વિકાસ રૂંધાઈ ગયો. કવિ નર્મદે સને ૧૮૬૮માં આ વસ્તુસ્થિતિ પારખીને દીર્ઘદષ્ટિ દોડાવી હિન્દીમાં પુસ્તકો લખવાની હિમાયત કરી. પણ એનું કથન તે પુરાણપ્રિય જમાનામાં અરણ્યરૂદન સમાન નીવડ્યું.

સદ્દ્ભાગ્યે મહાત્માજી, મહાસભા ને મહાસભા સરકારે દેશના વ્યવહારમાં હિન્દીનો જ ઉપયોગ થાય તે માટે આગ્રહ રાખી દેશનું લક્ષ્ય આ વસ્તુ પર કેંદ્રિત કર્યું.

મુસલમાનોએ ઉર્દૂ ભાષાનો આગ્રહ રાખ્યો ને હિંદુઓએ હિંદીનો. છેવટે એવું નક્કી થયું કે હિંદુ મુસલમાન બન્નેની આમ જનતા સમજી શકે એવી સાદી ભાષા દેશને માટે કાયમ કરવી ને તેને હિન્દુસ્તાની નામ આપવું. આ

**હિન્દુસ્તાની** એટલે સંસ્કૃત, હિંદી, ઉર્દૂ, અરબી, ફારસી વગેરે ભાષાના વ્યવહારમાં વપરાતા શબ્દોના મિશ્રણવાળી ભાષા.

આગળ કહ્યું તેમ ભાષાઓનો ઇતિહાસ અત્યંત પ્રાચીન છે. દુનિયામાં જેમ બીજા વિષયોમાં ઘણા ઘણા ફેરફાર થતા રહ્યા છે તેમ ભાષામાં પણ થતા જ રહ્યા છે. સને ૧૩૦૦થી ૧૫૦૦ની વચ્ચે હિન્દી ભાષા હિન્દી, વ્રજ અને અવધિને રૂપે પ્રચાર પામી અને પછી તેનું **ખડીબોલી**માં રૂપાંતર થયું. સને ૧૫૦૦થી ૧૮૦૦ના સમયમાં હિંદી–ઉર્દૂ મિશ્રિત ભાષાના રૂપમાં રહી. આ હિંદી ભાષાનો સુવર્ણ યુગ કહેવાય છે કેમકે મહાકવિ સુરદાસ, તુળસીદાસ, રહીમ અને બિહારી વગેરે આ જ જમાનામાં થયા. એઓએ ભારતને ઉત્તમ સાહિત્ય અર્પ્યું.

ત્યારપછી શુદ્ધ હિંદી અને શુદ્ધ ઉર્દૂનો યુગ બેઠો. અત્યારે સમસ્ત ભારતની રાષ્ટ્રભાષા તરીકે માત્ર હિન્દુ-સ્તાનીને સ્થાન મળ્યું છે. ઘણાંખરાં પુસ્તકો, સમાચારપત્રો, સામયિકો, ચિત્રપટો વગેરે આ જ ભાષામાં તૈયાર થાય છે.

રાષ્ટ્રભાષા તરીકે અંગ્રેજી તેમ જ બીજી પ્રાન્તીય ભાષાઓ કરતાં **"હિન્દુસ્તાની જ શા માટે?"** એ પ્રશ્નનો તોડ બહુ સીધો છે. એક તો એ કે હિન્દુસ્તાની એટલી સાદી અને સરળ છે કે દરેકને તે ઝાઝી તકલીફ વગર આવડે એમ છે. જે દેશમાં ભયંકર નિરક્ષરતા પ્રવર્તે છે ત્યાં પરદેશની ભાષા ચાલી શકે જ નહિ. વળી ભારતની પાંત્રીસ કરોડની વસ્તીમાં

૧૫,૨૩,૯૭,૪૦૯ની એ માતૃભાષા છે. બીજું આ પંદર કરોડ ઉપરાંત બીજા દસ કરોડથી (ગુજરાતીઓ, મરાઠીઓ વગેરે) પણ વધારે માણસો એ ભાષા ઠીકઠીક સમજી શકે છે. આમ ૨૫ કરોડથી પણ વધારે માણસો પર જે ભાષાના સંસ્કાર પડેલા છે તે જ ભાષાને તમામ પ્રાન્તોની એટલે કે સારા ય દેશની રાષ્ટ્રભાષા બનાવવાની જે દૃષ્ટિ રાખવામાં આવી છે તે માત્ર યોગ્ય જ નથી પણ પ્રસંશનીય પણ છે.

એ સિવાય સહુથી મોટું કારણ તો એ છે કે એમાં આપણું પોતાપણું–સ્વત્વ રહેલું છે. અંગ્રેજી કે બીજી કોઈ ભાષા ગમે એટલી સરળ, સારી કે સમૃદ્ધ હોય તો ય ભારતને માટે તે પારકી જ. ને પારકી ભાષામાં પડેલા સંસ્કાર પારકા વેશ ને રહેણીકરણીની માફક દેશને અવનતિએ પહોંચાડી તેનું સ્વત્વ હણી લે છે. એટલે હિન્દુસ્તાનીમાં જો કદાચ કાંઈ ઉણપ લાગે, તે પાંગળી લાગે, તેને શીખવામાં મુશ્કેલી પડે તો ય આપણે તેને જ અપનાવવી છે, કારણ કે જેમ પોતાની જનની અને જન્મભૂમિ ગમે તેવી કદરૂપી, કઢંગી કે પાંગળી હોય તો ય તે આપણી પોતાની જ માતા હોઈ આપણને તે જ વહાલી અને મીઠી લાગે છે, તેમ હિન્દુસ્તાની પણ આપણી પોતાની ભાષા હોઈ, તે ગમે તેવી હશે તો ય તે આપણી જ હતી, છે ને રહેશે. અંગ્રેજીએ આપણને–તેના લાડીલાઓને તેનાથી વિમુખ કર્યા હતા તે હવે તેને ખોળે બેસવામાં ને ત્યાં જ ઉછરવામાં પોતાનું સદ્ભાગ્ય સમજશે.



# હિંદુસ્તાની પ્રવેશિકા

## પાઠ પહેલો

### વર્ણ પરિચય

**સ્વર :** ગુજરાતી ભાષાની વર્ણમાળાની માફક જ હિંદુસ્તાની ભાષાની વર્ણમાળામાં પણ ૧૧ સ્વરો છે. હિંદુસ્તાની ભાષા દેવનાગરી અને ઉર્દૂ બે લિપિઓમાં લખાય છે. દેવનાગરી લિપિ પ્રમાણે ૧૧ સ્વર નીચે પ્રમાણે છે :

અ આ ઇ ઈ ઉ ઊ ઋ એ ઐ ઓ ઔ

**अ आ इ ई उ ऊ ऋ ए ऐ ओ औ**

'અ' બે રીતે લખાય છે: अ અને **अ**

હાલમાં કાકા કાલેલકરનાં પુસ્તકો અને લેખોમાં સ્વરને નીચે પ્રમાણે જોડવામાં આવે છે અને કેટલેક અંશે એ પ્રયોગ ચાલુ પણ થયો છે.

ઇ = इ = **अि**; ઈ = ई = **अी**; ઉ = उ = **अु**;

ઊ = ऊ = **अू** ; એ = ए = **अे**; ઐ = ऐ = **अै**;

ઉપરની પદ્ધતિ પ્રમાણે સ્વર લખવામાં કેટલાક વ્યાકરણ-શાસ્ત્રીઓએ વાંધો લીધો છે અને જણાવ્યું છે કે દરેક સ્વર સ્વતંત્ર અક્ષર હોઈ તેનું મૂળ રૂપ બદલાવું જોઈએ નહિ.

**વ્યંજન :** ગુજરાતીમાં ૩૪ વ્યંજન છે પણ હિંદીમાં ૩૩ વ્યંજન છે. ગુજરાતીમાં જે 'ળ' છે તે હિંદીમાં વપરાતો નથી. જ્યાં આપણે '**મૂળ**' લખીએ ત્યાં હિંદીમાં '**मूल**' લખાય છે એટલે કે 'ળ'ની જગ્યાએ 'લ' (ल) નો ઉપયોગ થાય છે. તેત્રીસ વ્યંજનો નીચે પ્રમાણે છે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ક | ખ | ગ | ઘ | ઙ; | ચ | છ | જ | ઝ | ઞ; |
| क | ख | ग | घ | ङ; | च | छ | ज | झ | ञ; |
| ટ | ઠ | ડ | ઢ | ણ; | ત | થ | દ | ધ | ન; |
| ट | ठ | ड | ढ | ण; | त | थ | द | ध | न; |
| પ | ફ | બ | ભ | મ; | ય | ર | લ | વ; | |
| प | फ | ब | भ | म; | य | र | ल | व; | |
| શ | ષ | સ | હ | | | | | | |
| श | ष | स | ह | | | | | | |

ઉપરના ૩૩ વ્યંજનો ઉપરાંત ગુજરાતી પ્રમાણે હિંદીમાં પણ ક્ષ (क्+ष), ત્ર (त्+र) અને જ્ઞ (ज्+ञ) સંયુક્ત વ્યંજન તરીકે ઓળખાય છે.

વ્યંજનોમાં ઝ બે રીતે લખાય છે જેમકે झ અને झ; એવી જ રીતે 'ણ' પણ ण અને ण.

घ અને ध તેમ જ म અને भ લખવામાં માથું આખું અને અડધું બાંધવામાં ખાસ કાળજી રાખવી. હમણાં હમણાં સ્વર અને વ્યંજનમાં માથાં ન બાંધવાની પદ્ધતિનો પ્રચાર થવા માંડયો છે. એથી ઘણાખરા અક્ષરો ગુજરાતી જેવા જ વંચાય છે.

# પાઠ બીજો

## અક્ષરોના ઉચ્ચાર

હિંદી સ્વર અને વ્યંજન મોટે ભાગે ગુજરાતી જેમ જ બોલાય છે; પણ કેટલાક વ્યંજનોના ઉચ્ચારમાં થોડો ફેર છે. વળી ઉચ્ચારના એ ભેદને કારણે કેટલાકમાં અક્ષરોની નીચે નાનું ટપકું મૂકવામાં આવે છે. તેને હિંદીમાં બિન્દી કહે છે.

**દાખલા તરીકે :**

(૧) કલમ = **क़लम** ખોફ (ગુસ્સો) = **ख़ोफ**
ગરીબ = **ग़रीब** ખિતાબ = **ख़िताब**

ઉપરના હિંદી **क़, ख़** અને **ग़** સામાન્ય **क, ख** અને **ग** કરતાં ગળાના ઊંડાણમાંથી સહેજ ખોખરા અવાજે બોલાય છે.

(૨) જમીન = **ज़मीन** જહાજ = **ज़हाज**
ગુજરવું = **गुज़रना** જબાન = **ज़बान**
જરૂરત = **ज़रूरत** જિંદગી = **ज़िंदगी**

ઉપરના શબ્દોમાં ગુજરાતી જમીનમાં, 'જ'નો જે ઉચ્ચાર થાય છે તેના કરતાં હિંદીમાં તેનો ઉચ્ચાર કંઈક ગુજરાતી 'ઝ' જેવો થાય છે. બીજી રીતે કહીએ તો બિન્દીવાળા હિંદી **ज़** નો ઉચ્ચાર અંગ્રેજી ઈઝ (is)ના 'એસ' જેવો થાય છે.

(૩) ફક્ત = **फ़क्त** ફસલ = **फ़सल**

ઉપલા શબ્દોમાં હિંદી **फ़** ની નીચે બિન્દી આવી હોવાથી તેનો ઉચ્ચાર સાદા એકલા **फ** કરતાં જુદો થાય છે.

સાદો फ બોલતી વખતે નીચલો અને ઉપલો–બન્ને–હોઠ મળે છે અને તેનો ઉચ્ચાર અંગ્રેજી સંયુક્ત Ph શબ્દ જેવો થાય છે. પણ બિન્દીવાળો फ़ બોલવાને માટે નીચલા હોઠને ઉપલા દાંત સાથે અડકાડવો પડે છે. બીજી રીતે કહીએ તો બિન્દીવાળા फ़ નો ઉચ્ચાર અંગ્રેજી F (એફ઼) જેવો થાય છે. જ્યારે જ્યારે क़, ख़, ग़, ज़ અને फ़ અક્ષરો નીચે બિન્દી આવે છે ત્યારે ત્યારે તે મોટે ભાગે ઉર્દૂ અથવા ફારસી ભાષામાંથી આવેલા શબ્દોમાં વપરાયલા હોય છે.

(૪) લડવું = **लड़ना** સડવું = **सड़ना**
પડવું = **पड़ना** કપડું = **कपड़ा**

સાદા ड કરતાં બિન્દીવાળા ड़ નો ઉચ્ચાર ઉપરના શબ્દોમાં જુદી રીતે થાય છે. સાદા ड નો ઉચ્ચાર “ડગલો” શબ્દના ‘ ડ ’ જેવો થાય છે, જ્યારે બિન્દીવાળા ड़ નો ઉચ્ચાર કપડાંના ड़ જેવો થાય છે.

(૫) ચડવું = **चढ़ना** ભણવું = **पढ़ना**

ઉપરના શબ્દોમાં બિન્દીવાળા ‘ढ़’ નો ઉચ્ચાર ગુજરાતી ‘ કઢી ’ના ‘ઢ’ જેવો થાય છે જ્યારે સાદા ढ નો ઉચ્ચાર ‘ઢગલો’ના ‘ઢ’ જેવો થાય છે.

(૬) બિન્દીવાળા ड़ અને ढ़, શબ્દની શરૂઆતમાં કદી આવતા નથી પણ પ્રથમ અક્ષર પછી જ આવે છે. એમાં એક અપવાદ એ છે કે જો ‘ड’ ની પૂર્વે અનુનાસિક વ્યંજન હોય તો ड ની નીચે બિન્દી મુકાતી નથી. દાખલા તરીકે **पंडित; खंडन; मंडन** વગેરે.

એ સિવાય **बारडोली**, **भूडोल** વગેરે શબ્દોમાં પણ અપવાદ રૂપે બિન્દી વગરના **ड** વપરાય છે.

(૭) સંયુક્ત વ્યંજન '**ज्ञ**'નો ગુજરાતીમાં **અગ્નિ** શબ્દના 'ગ્ન'ની માફક ઉચ્ચાર થાય છે, જ્યારે હિંદીમાં એનો ઉચ્ચાર "ગ્યાસતેલ"ના "ગ્યા" જેવો થાય છે. **आज्ञा**, **प्रतिज्ञा**, **ज्ञान**, **ज्ञाता** વગેરે શબ્દો ગુજરાતીને બદલે હિંદીમાં બોલતી વખતે આ ભેદ ખાસ ધ્યાનમાં રાખવો જોઈએ.

(૮) હિંદીમાં અનુસ્વાર નીચે મુજબ બે રીતે લખાય છે.

અંતર = **अंतर**; અંધારું = **अँधेरा**

ગુજરાતીમાં અનુસ્વાર લખાય છે એક રીતે, પણ ઉચ્ચાર થાય છે બે રીતે, જેમકે (૧) ઊંટ, સિંહ, નહીં, ઉંહુ અને (૨) સંબંધ, પંડિત, મંથન, કંચન વગેરે. ઉપરના પહેલા તથા બીજા વિભાગના અનુસ્વાર લખાયા છે એક જ રીતે છતાં પહેલા વિભાગના શબ્દોના અક્ષરોમાં અનુસ્વારનો જરાક જ – નહિ જેવો કોમળ ઉચ્ચાર થાય છે. એથી ઊલટું, બીજા વિભાગના અનુસ્વારોનો ઉચ્ચાર પૂરેપૂરી રીતે થાય છે. બીજા વિભાગના અનુસ્વારો ગુજરાતી માફક હિંદીમાં પણ અડધા **ણ**, **ન** કે અડધા **મ** ને બદલે આવે છે; એટલે કે એ શબ્દો નીચે પ્રમાણે પણ લખી શકાય:—

**संबंध** = **सम्बन्ध**; **पंडित** = **पण्डित**

**मंथन** = **मन्थन**; **अंतर** = **अन्तर**

ઉપરના દાખલા પરથી માલૂમ પડશે કે અનુસ્વારોનો પૂરેપૂરો ઉચ્ચાર અડધા **ણ**, **ન** કે **મ** ને બદલે જ્યારે આવે છે ત્યારે જ થાય છે.

પણ હિન્દીમાં અધૂરાં અનુસ્વારો બોલવા માટે ખાસ ચિહ્ન છે. ગુજરાતીમાં "**અંધારું**" શબ્દ "અન્ધારું" એ રીતે બોલાય છે, પણ હિંદીમાં 'અ' ઉપરનું અનુસ્વાર નહિ જેવું જ બોલાય છે. આમ જ્યારે જ્યારે અનુસ્વારનો તદ્દન અધૂરો ઉચ્ચાર કરવાનો હોય છે ત્યારે ત્યારે હિન્દી લિપિમાં અનુસ્વાર સાથે અર્ધ ચંદ્રનું ચિહ્ન મૂકાય છે. દાખલા તરીકે **अँधेरा; स्त्रियाँ; बाँधना** (બાંધવું), **मुँह** ( મોં ) વગેરે. ટૂંકમાં અર્ધચન્દ્રાકાર અનુસ્વારના ઉચ્ચાર ગુજરાતીમાં ઊંટ, ઊંઘ, સિંહ, નહીં, વગેરે શબ્દોમાં આવેલા અનુસ્વારોના જેવા થાય છે.

એ સિવાય અંગ, અંગીકાર, મંગળ, સંગીત વગેરે શબ્દોમાં અનુસ્વારનો ઉચ્ચાર ગુજરાતીની માફક જ ङ જેવો થાય છે.

### · અભ્યાસપાઠ ·

૧. હિંદીમાં કયા કયા અક્ષરોની નીચે બિન્દી મૂકાય છે?

૨. क અને क़ નો ઉચ્ચારભેદ સમજાવો.

૩. સાદા અને બિન્દીવાળા અક્ષરોના થોડા દાખલા આપો.



# પાઠ ત્રીજો

## જોડણીજ્ઞાન

ભાષાનો સાધારણ નિયમ એવો છે કે ભાષા જેમ બોલાય તેમ લખાય. આ નિયમ પ્રમાણે સંસ્કૃત ભાષાના એટલે કે સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણી ગુજરાતીની માફક જ હિંદીમાં ય થાય છે.

(૧) પણ તત્સમ સિવાયના કેટલાક શબ્દો એવા છે કે જેની જોડણી ગુજરાતી કરતાં હિંદીમાં જુદી થાય છે. દાખલા તરીકે :—

| | ગુજરાતી | હિંદી |
|---|---|---|
| (૧) | મહિનો | महीना |
| (૨) | હિંદુ | हिंदू |
| | હિંદુઓ | हिंदुओं |
| (૩) | સ્ત્રી | स्त्री |
| | સ્ત્રીઓ | स्त्रियाँ |
| (૪) | દાસી | दासी |
| | દાસીઓ | दासियाँ |

(૨) ઉપર વિભાગ (૨), (૩), (૪) અને (૫) માં આવેલા એકવચનના શબ્દોની જોડણી તે જ શબ્દોનું બહુવચન થતાં તેઓ દીર્ઘ ઈ અને ઊ માંથી હ્રસ્વ ઇ અને હ્રસ્વ ઉ માં ફેરવાઈ જાય છે.

(૩) કેટલાક શબ્દોની જોડણીમાં ભેદ હોવા છતાં તેમના ઉચ્ચાર અને અર્થ હિંદી ગુજરાતીમાં એક જ થાય છે. દાખલા તરીકે:—

| ગુજરાતી | હિંદી |
| --- | --- |
| મહેનત | मेहनत |
| મહેરબાની | मेहरबानी, महिरबानी |
| બહેન | बहिन, बहन |
| અહેશાન | एहसान |
| સાહેબ | साहब, साहिब |
| બહાર | बाहर |

ઉપરના શબ્દો પરથી માલૂમ પડશે કે આ ફેરફાર ઘણે ભાગે "હ" કાર વાળા શબ્દોમાં જ થાય છે.

(૪) હિંદી ભાષામાં જોડણીના નિયમો ગુજરાતી કરતાં વધારે સખ્તાઈથી પળાય છે. ગુજરાતીમાં એ વિશે જેટલી બેદરકારી રહે છે તેટલી જ ત્યાં કાળજી રહે છે. આને પરિણામે આપણે જેટલી કાળજી અંગ્રેજી જોડણીની રાખીએ છીએ તેટલી જ હિન્દી ભાષા શીખનારાઓ હિન્દી જોડણીની રાખે છે. એથી એ ફાયદો પણ છે કે ત્યાં બધા જ લોકો આધારભૂત જોડણી લખે છે. ગુજરાતીમાં કોઈ 'નહિ' લખે તો કોઈ 'નહીં' લખે, એવું ત્યાં ભાગ્યે જ બને છે.

(૫) આમ છતાં વિભક્તિના પ્રત્યય જોડવા વિશે વિદ્વાનોમાં મતભેદ છે. આપણે ગુજરાતીમાં વિભક્તિના પ્રત્યયો શબ્દોની સાથે જ લખીએ છીએ. દાખલા તરીકે:

| ૧ | ૨ |
|---|---|
| ગુજરાતી | હિંદી પ્રત્યયો જોડયા પ્રમાણે |
| (ક) તે ગામનાં લોકોનું દુઃખ દૂર કરવું જોઈએ. | उस गाँवके लोगोंका दुःख दूर करना चाहिये। |

૩

પ્રત્યયો છૂટા રાખીને

उस गाँव के लोगों का दुःख दूर करना चाहिये।

| ૧ | ૨ |
|---|---|
| (ખ) ગાંધીજીને લોકો પૂજે છે. | गांधीजीको लोग पूजते हैं। |

૩

गांधीजी को लोग पूजते हैं।

આપણે માટે તો હિંદીમાં પણ વિભક્તિના પ્રત્યયો નામ અથવા સર્વનામને જોડીને જ લખવાનું ઠીક છે, કારણ કે આપણે ગુજરાતીમાં એ જ રીતે લખવાને ટેવાયલા હોવાથી તે વધારે સરળ પડશે.

(૬) જે સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણીમાં કેટલીક ભૂલો આપણે ગુજરાતીમાં કર્યા કરીએ છીએ, ને તે ભૂલ છે એની આપણને ખબર પણ નથી હોતી તેવા કેટલાક સંસ્કૃત શબ્દો ગુજરાતી તેમ જ હિંદીમાં નીચે પ્રમાણે લખાવા જોઈએ. વિશેષતઃ 'ઇ' અને 'ઉ' થી શરૂ થતા શબ્દોમાં આ ઘોટાળો થાય છે. દાખલા તરીકે:—

(હ્રસ્વ ઉ અથવા ઇ)

| | ગુજરાતી | | હિંદી | |
|---|---|---|---|---|
| | અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
| (૧) | ઉઠવું | ઊઠવું | ऊठना | उठना |
| (૨) | ઉગવું | ઊગવું | ऊगना | उगना |

(૭) આ સંબંધી હિંદી જોડણી અંગે એક સામાન્ય નિયમ યાદ રાખવા જેવો છે કે, ચાલુ વ્યવહારના જે શબ્દો 'इ' કે 'उ' સ્વરથી શરૂ થાય છે તેમનો પહેલો અક્ષર ઘણે ભાગે હ્રસ્વ હોય છે, જ્યારે ई કે ऊ જે શબ્દને અંતે આવે છે તે મોટે ભાગે દીર્ઘ હોય છે.

દાખલા તરીકે:—

| | અશુદ્ધ | શુદ્ધ | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| (૧) | ईच्छा | इच्छा | (૨) | ईस | इस |
| (૩) | ईन | इन | (૪) | ऊस | उस |
| (૫) | ऊन | उन | (૬) | कीरण | किरण |
| (૭) | वीषय | विषय | (૮) | ऊमंग | उमंग |
| (૯) | मूख | मुख | (૧૦) | उर्दु | उर्दू વગેરે |

(૮) પણ ઉપરના નિયમના અપવાદ તરીકે સંસ્કૃત કોઈ કોઈ તત્સમ શબ્દમાં જોડણી નીચે પ્રમાણે થાય છે: ईश्वर; ईर्ष्या; भूमि; भूडोल; पूर्व; વગેરે.

(૯) ગુજરાતીમાં "ફરિયાદ", "દરમિયાન", વગેરે શબ્દો "ફરીઆદ" "દરમીઆન" રીતે પણ લખાતા હતા ને તે શુદ્ધ ગણાતા હતા. પણ હિંદીમાં જ્યારે જ્યારે શબ્દની છેડે 'ય' આવે છે ત્યારે ત્યારે મોટે ભાગે તે 'ય'ની પહેલાંની ઇ હ્રસ્વ હોય છે. એવી જ રીતે જ્યારે હિંદી એકવચનનું બહુવચન થાય ત્યારે પણ દીર્ઘ 'ઈ' હ્રસ્વ 'ઇ'માં ફેરવાઈ જાય છે.

## દાખલા તરીકે

| ગુજરાતી | હિંદી અશુદ્ધ | હિંદી શુદ્ધ |
|---|---|---|
| (૧) આવો | आईए | आइये |
| (૨) પહોંચો | पहुंचीए | पहुँचिये |
| (૩) ફરિયાદ | फरीआद | फरियाद |
| (૪) જોઈએ | चाहीए | चाहिये |
| (૫) નારી | नारीआं | नारियाँ |
| (૬) એ માટે | इस लीए | इस लिये |
| (૭) કર્યું | कीया | किया |

**(૧૦)** ઉર્દૂ અથવા ફારસી ભાષામાંથી ઊતરી આવેલા જે જે શબ્દોમાં ક, ખ, ગ, જ, ફ વગેરે અક્ષરો આવે છે ત્યારે ત્યારે તે શબ્દોના અક્ષરોની નીચે બિન્દી આવે છે અને તે નીચે પ્રમાણે લખાય છેઃ

**क़, ख़, ग़, ज़, फ़.** તેના ઉચ્ચાર વિશે પાઠ બીજામાં સમજણ આપેલી છે.

**(૧૧)** ગુજરાતીમાં વિરામચિહ્નો જેમ લખાય છે તે જ મુજબ હિંદીમાં પણ લખાય છે. માત્ર ગુજરાતી પૂર્ણવિરામ (.) હિન્દીમાં આ (।) રીતે લખાય છે.

### · અભ્યાસપાઠ ·

૧. નીચેના શબ્દોની જોડણી સુધારોઃ—

(૧) दीजीये; (२) लीखिये; (३) खाईए; (४) ईन; (५) वीश्वास.

૨. અર્ધચન્દ્રાકાર અનુસ્વારોના ઉચ્ચાર ગુજરાતીના કયા અક્ષરો જેવા થાય છે?

૩. નીચેનાં વાક્યો સુધારો :

(१) गांधीजीकी आत्मकथा पढना चाहीए

(२) गूलाबके फुल सूगंधीत होते हैं;

# પાઠ ચોથો

## નામ

હિંદીમાં 'નામ' ને '**संज्ञा**' કહે છે. હિંદીમાં નામ (**संज्ञा**) ના બે મૂળ પ્રકાર છેઃ—

(૧) પદાર્થવાચક અને (૨) ભાવવાચક

**(૧) પદાર્થવાચક :** જે નામથી કોઈ વસ્તુ અથવા વસ્તુઓના સમૂહનું જ્ઞાન થાય છે તેને પદાર્થવાચક **संज्ञा** કહેવામાં આવે છે.

પદાર્થવાચક નામના વળી બે પ્રકાર છેઃ—

(अ) **વ્યક્તિવાચક** (જેને ગુજરાતીમાં વિશેષ નામ કહીએ છીએ તે)

દાખલા તરીકેઃ—**जवाहरलाल; राम; हरिश्चन्द्र** વગેરે.

(ब) **જાતિવાચક** (જે ગુજરાતીમાં સામાન્ય નામ કહેવાય છે તે)

દાખલા તરીકેઃ—**मनुष्य; मकान; नदी; लश्कर; सभा** વગેરે.

**(૨) ભાવવાચકઃ**—જે નામથી પદાર્થનો ગુણ અથવા સ્વભાવ મનથી માલૂમ પડે છે તે નામો ભાવવાચક નામ કહેવાય

છે. ગુજરાતી અને હિંદી ભાવવાચક નામોમાં ઝાઝો ભેદ નથી.

હિંદીમાં ભાવવાચક નામો નીચે પ્રમાણેનાં હોય છે:

**लंबाई; चतुराई; बुढ़ापा; नम्रता; सौन्दर्य** વગેરે.

**• અભ્યાસપાઠ •**

૧. નામના વિભાગ અને પેટા વિભાગ બતાવો.

૨. जातिवाचक નામોના દાખલા આપો.

૩. નીચેનાં નામોનું વર્ગીકરણ કરો:

कल्याण; हिमालय; लड़कपन (બાળપણ); सफाई; आदर्श; गाय; बढ़ई (સુથાર); पंसारी (મસાલો વેચનાર = ગાંધી).



# પાઠ પાંચમો

## સર્વનામ

ગુજરાતીમાં સર્વનામના સાત અને હિંદીમાં છ પ્રકાર છેઃ જેવાં કેઃ—

| ગુજરાતી | હિંદી |
|---|---|
| ૧. પુરુષવાચક | **पुरुषवाचक** |
| ૨. સ્વવાચક | **निजवाचक** |
| ૩. દર્શક સર્વનામ | **निश्चयवाचक** |
| ૪. સાપેક્ષ (સંબંધવાચક) સર્વનામ | **संबंधवाचक** |
| ૫. પ્રશ્નાર્થ સર્વનામ | **प्रश्नवाचक** |
| ૬. અનિશ્ચિત સર્વનામ | **अनिश्चयवाचक** |

હિંદીમાં પણ ગુજરાતીની માફક નીચે પ્રમાણે ૧૧ સર્વનામો છેઃ

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧. | હું = मैं | અમે = हम |
| ૨. | તું = तू | તમે=तुम; આપ=आप (માનાર્થે) |
| ૩. | તે = वह | તેઓ = वे |
| ૪. | આ= यह | એઓ = ये |

**એકવચન અને બહુવચન બન્નેમાં**

| | |
|---|---|
| ૫. | પોતે, જાતે, ખુદ = आप, खुद, स्वयं |
| ૬. | તે, તેઓ = सो |
| ૭. | જે, જેઓ = जो |
| ૮. | કોઈ = कोई |
| ૯. | કંઈ = कुछ |
| ૧૦. | શું = क्या |
| ૧૧. | કોણ= कौन |

## १. पुरुषवाचक सर्वनाम

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલો પુરુષ = उत्तम पुरुष | હું = मैं | અમે = हम |
| બીજો પુરુષ = मध्यम पुरुष | તું = तू | તમે=तुम; આપ=आप (માનાર્થે) |
| ત્રીજો પુરુષ = अन्य पुरुष | તે = वह | તેઓ = वे |

## २. निजवाचक सर्वनाम

આ સર્વનામ એક જ છે ને તે आप. આ એકવચન તેમ જ બહુવચન બન્નેમાં વપરાય છે. દાખલા તરીકે :

હું પોતે જ કામ કરીશ = मैं आप (खुद) ही काम करूंगा।
અમે જાતે જ આવીશું = हम स्वयं ही आएंगे।

## ३. निश्चयवाचक सर्वनाम

આ સર્વનામ નીચે પ્રમાણે ત્રણ પ્રકારનાં છે :—

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧. | આ = यह | એઓ = ये |
| ૨. | તે = सो | તેઓ = सो |
| ૩. | જે = जो | જેઓ = जो |

બીજા અને ત્રીજા પ્રકારનાં સર્વનામો એટલે કે जो અને सो એકવચન અને બહુવચન બન્નેમાં વપરાય છે. 'सो' સર્વનામ 'जो'ની પાછળ જ આવે છે, એકલું વપરાતું નથી.

**४. संबंधवाचक सर्वनाम**

આ સર્વનામ એક જ છે અને તે જે, જેઓ=जो બન્ને વચનમાં વપરાય છે. આ जो સાથે પાછળ सो અથવા वह નો પ્રયોગ હમેશાં થાય જ છે.

**५. प्रश्नवाचक सर्वनाम**

આ સર્વનામ બે પ્રકારનાં છે અને તે બન્ને એકવચન તેમ જ બહુવચનમાં વપરાય છે:

૧. કોણ, કયો = कौन
૨. શું = क्या

**६. अनिश्चयवाचक सर्वनाम**

આ સર્વનામ બે પ્રકારનાં નીચે પ્રમાણે છે:

૧. કોઈ = कोई (બન્ને વચનમાં)
૨. કંઈ = कुछ (માત્ર એકવચનમાં)

આ ઉપરાંત હરેક, દરેક, હરકોઈ = हरेक, दरेक, प्रत्येक (માત્ર એકવચનમાં) તેમ જ ઇતર, અન્ય, સર્વ = इतर, अन्य, सब, सर्व (માત્ર બહુવચનમાં) વપરાય છે.

• અભ્યાસપાઠ •

૧. નીચેનાં સર્વનામોનો પ્રકાર બતાવો:
मैं; आप (પોતે); जो; कुछ

૨. નીચેના વાક્યમાં આવેલાં સર્વનામો કયાં નામોને બદલે આવેલાં છે તે બતાવો:

महात्माजी भारतीयोंसे कहते हैं कि वे अब आन्तर्राष्ट्रीय समस्याओंमें कुछ अपनी राय नहीं देंगे लेकिन हम उनसे निवेदन करते हैं कि जो आप कहते हैं सो उसका निर्वाह करना कठिन है।

# પાઠ છઠ્ઠો

## ક્રિયાપદ

હિંદીમાં પણ ગુજરાતીની માફક (૧) સકર્મક = **सकर्मक** અને (૨) અકર્મક = **अकर्मक** એમ ક્રિયાપદના બે પ્રકાર છે.

૧. **सकर्मक**

**સકર્મક ક્રિયાપદ નીચે પ્રમાણે વપરાય છે:**

સિપાઈ ચોરને પકડે છે = सिपाही चोरको **पकड़ता है।**

२. **अकर्मक**

બાળક રડે છે = बालक **रोता है।**

(૧) સાધારણ રીતે ક્રિયાપદનાં જાતિ અને વચન, કર્તા અનુસાર થાય છે પણ જ્યારે ક્રિયાપદ સકર્મક હોય છે ત્યારે ભૂતકાળમાં ક્રિયાપદનાં જાતિ અને વચન, કર્મ પ્રમાણે થાય છે. દાખલા તરીકે :

૧. મેં પાણી **પીધું** = मैंने पानी **पिया।** (નર જાતિ)
૨. મેં રોટલી **ખાધી** = मैंने रोटी **खाई।** (નારી જાતિ)

ઉપરના પહેલા વાક્યમાં હિંદીમાં '**पानी**' નર જાતિમાં છે તેથી ક્રિયાપદ '**पिया**' નર જાતિનું થયું; જ્યારે બીજા વાક્યમાં '**रोटी**' નારી જાતિમાં છે તેથી '**खाई**' નારી જાતિનું થયું.

(૨) પણ જ્યારે ભૂતકાળમાં કર્મની આગળ કર્મનો પ્રત્યય **को** આવે છે, ત્યારે ક્રિયાપદ કર્મની અનુસાર ન થતાં નર જાતિમાં અને એકવચનમાં આવે છે, અને કર્તાને ઘણુંખરું પહેલી વિભક્તિનો '**ने**' પ્રત્યય લાગે છે. **આ નિયમ બહુ જ અગત્યનો છે.**

## ક્રિયાપદના મૂળ ધાતુ (રૂપ):

ક્રિયાપદનાં મુખ્ય ધાતુ બે છેઃ (૧) **मूल धातु** અને (૨) **यौगिक धातु.** આમાં **यौगिक धातु** ના મુખ્ય પ્રકારને **प्रेरणार्थक धातु** કહે છે.

(૩) જેમ ગુજરાતીમાં ક્રિયાપદના મૂળ રૂપની છેડે 'વું' આવે છે તેમ હિંદીમાં '**ना**' આવે છે. દાખલા તરીકે:

| **ગુજરાતી** | **હિંદી** |
|---|---|
| દોડવું | दौड़**ना** |
| હસવું | हस**ना** |
| બોલવું | बोल**ना** |
| ચાલવું | चल**ना** |

**यौगिक-प्रेरणार्थक धातु**

જે મૂળ રૂપને આધારે કર્તા કોઈને પ્રેરણા કરે છે તે પ્રેરણાર્થક ધાતુ કહેવાય છે, જેમકે:

| **ગુજરાતી** | **હિંદી** |
|---|---|
| પિતા પુત્ર પાસે કાગળ લખાવે છે. | पिता पुत्रसे पत्र लिखवाता है। |

કેટલાક ધાતુઓનાં પ્રેરણાર્થક અને પુનઃ પ્રેરણાર્થક રૂપ નીચે પ્રમાણે બને છે:

| | મૂળ ધાતુ | પ્રેરણાર્થક ધાતુ | પુનઃ પ્રેરણાર્થક ધાતુ |
|---|---|---|---|
| ૧ | **उठना** | **उठाना** | **उठवाना** |
| | **लिखना** | **लिखाना** | **लिखवाना** |
| ૨ | **ओढ़ना** | **उढ़ाना** | **उढ़वाना** |
| | **लेटना** | **लिटाना** | **लिटवाना** |
| ૩ | **देना** | **दिलाना** | **दिलवाना** |
| | **धोना** | **धुलाना** | **धुलवाना** |

(૪) ઉપરના પહેલા વિભાગના ક્રિયાપદોના મૂળ ધાતુને અંતે '**आना**' જોડવાથી પહેલું પ્રેરણાર્થક અને '**वाना**' જોડવાથી બીજું પ્રેરણાર્થક ક્રિયાપદ બને છે.

(૫) બીજા વિભાગના ક્રિયાપદોના મૂળ ધાતુની શરૂઆતમાં આવેલો દીર્ઘ સ્વર (ओ) હ્રસ્વ સ્વર (उ)માં ફેરવાઈ જાય છે અને પછી '**आना**' અને '**वाना**' જોડાય છે; એમ કરતાં ओढ़ना નું રૂપ उढ़ाना અને उढ़वाना થયું.

(૬) ત્રીજા વિભાગમાં ક્રિયાપદના મૂળ ધાતુને પહેલો દીર્ઘ સ્વર (दे) હ્રસ્વ (दि)માં ફેરવાઈ જાય છે અને પછી '**लाना**' અને '**वाना**' લગાડવાથી પહેલું પ્રેરણાર્થક અને બીજું પ્રેરણાર્થક રૂપ એ રીતે બને છે: અનુક્રમે '**देना**' નું રૂપ '**दिलाना**' અને '**दिलवाना**' થયું.

· અભ્યાસપાઠ ·

૧. ક્રિયાપદનાં જાતિ-વચન ક્યારે ક્યારે ગુજરાતીની માફક નથી થતાં તે દાખલા સહિત સમજાવો.

૨. નીચેના મૂળ ધાતુમાંથી પ્રેરણાર્થક ધાતુ બનાવો:

उड़ना; करना; पढ़ना;
खेलना; सोचना ( વિચારવું ).

૩. નીચેનાં વાક્યો સુધારો:

१. उसने सीताको बुलाई ।
२. माता पुत्रीसे लिखाती है ।
३. बहिनको कीताब दीजीए ।
४. महादेवको दूध पीया ।
५. भारतीयोंको आपनी मातृभाषा पढ़ाओ ।

# પાઠ સાતમો

## વિભક્તિ અને તેના પ્રત્યયો

વિભક્તિને હિંદીમાં कारक કહે છે.

(૧) ગુજરાતીની માફક હિંદીમાં પણ સાત વિભક્તિઓ છે. એ સાત ઉપરાંત એક આઠમી વિભક્તિ 'સંબોધન વિભક્તિ' પણ છે. વિભક્તિના પ્રત્યયો નીચે પ્રમાણે છે:

| વિભક્તિ | ગુજરાતી પ્રત્યય | હિંદી પ્રત્યય |
|---|---|---|
| ૧. કર્તા | કંઈ નહિ અથવા એ | કંઈ નહિ અથવા ने |
| ૨. કર્મ | કંઈ નહિ અથવા ને | કંઈ નહિ અથવા को |
| ૩. કરણ | એ, મારફત, વડે, વગેરે | से અથવા द्वारा |
| ૪. સંપ્રદાન | ને, માટે, વગેરે | के लिये અથવા को |
| ૫. અપાદાન | થી અથવા થકી | से |
| ૬. સંબંધકારક | નો, ના, ની, અથવા નું, નાં | का, के, की |
| ૭. અધિકરણ | માં, એ, ઉપર વગેરે | में, पर, पै |
| ૮. સંબોધન | ... | हे, अजी, अहो, अरे ! |

**પહેલી વિભક્તિ**

બાળક વાંચે છે = बालक पढ़ता है।

બાળક + એ = બાળકે ચોપડી વાંચી =

बालक + ने = बालकने पुस्तक पढ़ी।

(૨) પૂર્ણ વર્તમાનકાળ, સાદો ભૂતકાળ અને પૂર્ણ ભવિષ્ય-કાળ – એ ત્રણ કાળમાં જ ने પ્રત્યય લાગે છે: જેમકે

**પૂર્ણ વર્તમાન કાળ**

બાળકે ચોપડી વાંચી છે = बालकने किताब पढ़ी है।

**સાદો ભૂતકાળ**

બાળકે ચોપડી વાંચી = बालकने किताब पढ़ी।

**પૂર્ણ ભવિષ્યકાળ**

બાળકે ચોપડી વાંચી હશે = बालकने किताब पढ़ी होगी।

આ ત્રણ કાળ સિવાય બીજા કાળમાં સામાન્ય રીતે કર્તા પ્રત્યય વગર આવે છે.

**બીજી વિભક્તિ**

૧ બાળક રોટલી ખાય છે = बालक रोटी खाता है।

૨ બાળકે રોટલી ખાધી = बालकने रोटी खाई।

૩ બાળકે બાને બોલાવી = बालकने माताको बुलाया।

(૩) ઉપરના પહેલા દાખલામાં કર્મને વિભકિતનો પ્રત્યય નથી, તેથી ત્યાં કર્તા પ્રમાણે ક્રિયાપદનાં જાતિ અને વચન થાય છે. બીજા દાખલામાં પણ કર્મનો પ્રત્યય નથી, પણ કર્તા સાથે પ્રત્યય છે, માટે કર્મ પ્રમાણે ક્રિયાપદ બન્યું છે. જ્યારે જ્યારે કર્તા સાથે પ્રત્યય હોય ત્યારે ત્યારે ક્રિયાપદનાં જાતિ અને વચન કર્મ પ્રમાણે થાય છે. ત્રીજા દાખલામાં કર્મ સાથે को પ્રત્યય આવેલો છે. તેથી કર્તા પ્રમાણે ક્રિયાપદનાં જાતિ-વચન બને છે. જેમ ગુજરાતીમાં જ્યારે કર્તા સાથે પ્રત્યય હોય ત્યારે હમેશાં કર્મ પ્રમાણે ક્રિયાપદનાં જાતિ-વચન બને છે, તેમ હિંદીમાં થતું નથી. **હિંદીમાં તો કર્તાનો પ્રત્યય ने અને કર્મનો પ્રત્યય को આવ્યો હોય તો ક્રિયાપદનાં જાતિ-વચન, કર્તા અથવા કર્મનાં જાતિ-વચન અનુસાર બનતાં નથી**

**પણ ક્રિયાપદ હમેશાં નરજાતિના એકવચનમાં જ આવે છે. જેમકે :**

ગુજરાતીમાં 'કૂતરા**એ** બિલાડીને **પકડી.**' એમ પ્રયોગ થાય છે, પણ હિંદીમાં 'कुत्ते**ने** बिल्ली**को पकड़ा।**' એમ જ થાય.

એ જ પ્રમાણે ગુજરાતીમાં 'કૂતરાઓ**એ** બિલાડીઓ**ને પકડી.**' એમ લખાય, પરંતુ તેનું હિંદી તો 'कुत्तों**ने** बिल्लियों**को पकड़ा।**' એમ જ લખાય. આ વાક્યમાં કર્તા ને કર્મ બન્ને બહુવચનમાં હોવા છતાં અને બન્નેની જાતિઓ જુદી હોવા છતાં, ક્રિયાપદ તો નર જાતિમાં અને એકવચનમાં જ રહ્યું છે.

(૪) **સારાંશ કે, જ્યારે જ્યારે કર્તામાં ने અને કર્મમાં को પ્રત્યય આવે ત્યારે ત્યારે કર્તા અને કર્મ, ગમે તે જાતિ અને વચનમાં હોય તો પણ ક્રિયાપદ નર જાતિ એકવચનમાં જ થશે.**

**ત્રીજી વિભક્તિ**

૧. બાળકે હાથ**થી** ચોપડી ફાડી નાખી=बालकने हाथ**से** पुस्तक फाड़ डाली।
૨. સિપાઇ**થી** ચોર પકડાયો=सिपाही**के द्वारा** चोर पकड़ा गया।
૩. મારા **વડે** આ કામ થયું = मेरे **द्वारा** यह काम हुआ।
૪. મારા**થી** આ કામ થયું = मुझ**से** यह काम हुआ।

(૫) ઉપરના બીજા દાખલામાં ત્રીજીનો **के द्वारा** પ્રત્યય લાગેલો છે, જ્યારે ત્રીજા દાખલામાં માત્ર **द्वारा** શબ્દ લાગેલો છે. આ સંબંધી નિયમ એવો છે કે પહેલા અને બીજા પુરુષ એકવચન તથા બહુવચનમાં માત્ર 'द्वारा' પ્રત્યય લાગે છે, અને ત્યારે તેનું 'मैं' નું **मेरे**, 'तू' નું '**तेरे**', 'हम' નું **हमारे**, 'तुम' નું '**तुम्हारे**' અને 'आप' નું '**आपसे**' બની જાય છે. દાખલા તરીકે **मेरे** द्वारा, **हमारे** द्वारा, **तेरे**

દ્વારા, **तुम्हारे** द्वारा, **आपके** द्वारा. ચોથા દાખલા પ્રમાણે '**से**' પ્રત્યય લાગે ત્યારે मैंનું '**मुझ**' અને तूનું '**तुझ**' માં રૂપાંતર થઈ જાય છે.

**ચોથી વિભક્તિ**

૧. મોહનલાલ ગરીબોને **માટે** દાન આપે છે. = मोहनलाल गरीबों**के लिये** दान देता है।

૨. મોહનલાલ ગરીબોને દાન આપે છે.= मोहनलाल गरीबों**को** दान देता है।

ઉપરના બે દાખલામાં પણ ત્રીજી વિભક્તિની માફક પહેલા અને બીજા પુરુષ એકવચન તેમ જ બહુવચનમાં ફેરફાર થાય છે. જેમકે:

मेरे लिये, हमारे लिये;
तेरे लिये, तुम्हारे लिये, आपके लिये;
इसके–उसके लिये, इनके-उनके लिये.

(૬) હિંદીમાં બીજી તેમ જ ચોથી બન્ને વિભક્તિઓનો પ્રત્યય **को** છે, પરંતુ કોઈને દાન આપવાની ક્રિયાનું સૂચન હોય તો ત્યાં તો **को** પ્રત્યય ચોથી વિભક્તિના પ્રત્યય તરીકે જ આવે છે–ઉપરના બીજા દાખલામાં બતાવ્યા પ્રમાણે.

**પાંચમી વિભક્તિ**

૧. ઝાડ પર**થી** પાંદડાં પડે છે. = पेड**से** पत्ते गिरते हैं।

૨. ગંગા હિમાલયમાં**થી** નીકળે છે. = गंगा हिमालय**से** निकलती है।

(૭) ત્રીજી વિભક્તિનો પ્રત્યય **से** જ્યારે કોઈની દ્વારા કે કોઈને માટે કામ થતું હોય ત્યારે વપરાય છે; પરંતુ એક વસ્તુ બીજીથી છૂટી પડતી હોય ત્યારે પાંચમી વિભક્તિનો પ્રત્યય **से** લાગે છે.

(૮) પણ હિંદી ભાષામાં **को** (બીજી વિભકિત)ની જગ્યાએ કોઈ વાર **से** પ્રત્યય પણ આવે છે. જેમકે:

૧. હું તમને કહું છું. = मैं आप**से** (**को** નહિ) कहता हूँ।

૨. તે મને વાત કરે છે. = वह मुझ**से** (**को** નહિ) बात करता है।

ઉપરના બે દાખલા અનુસાર જ્યાં **कहना, बोलना, पूछना,** વગેરે અર્થનાં સૂચક ક્રિયાપદ હોય ત્યારે **को**ની જગ્યાએ **से** પ્રત્યય વપરાય છે.

છઠ્ઠી વિભક્તિ

૧. આ મોહનનું ઘર છે = यह मोहन**का** घर है।

૨. આ મોહનનાં રમકડાં છે = ये मोहन**के** खिलौने हैं।

૩. આ મોહનની ચોપડી છે = यह मोहन**की** किताब है।

(૯) ઉપરના પહેલા અને બીજા દાખલામાં બતાવ્યા પ્રમાણે સંબંધકારક **घर** અને **खिलौना** નર જાતિનાં એકવચન તથા બહુવચનમાં છે તેથી, **का** એકવચનના પ્રત્યય તરીકે અને **के** બહુવચનના પ્રત્યય તરીકે અનુક્રમે આવ્યા છે.

ત્રીજા દાખલામાં **की** પ્રત્યય નારી જાતિના **किताब** શબ્દની સાથે આવ્યો છે.

(૧૦) પણ કેટલીક વાર શબ્દ બહુવચનમાં હોય કે એકવચનમાં તો પણ છઠ્ઠીમાં **के** પ્રત્ય આવે છે જેમકે:

૧. મોહનના ઘરમાં બિલાડી છે = मोहन**के** घरमें बिल्ली है।

ઉપરના દાખલા પરથી એમ માલૂમ પડશે કે જ્યારે જ્યારે સંબંધકારક નામની પછી કોઈ વિભકિતના પ્રત્યયવાળું નામ અથવા સર્વનામ આવે ત્યારે ત્યારે જો તે નર જાતિનું

હોય, તો એકવચન અને બહુવચન બન્નેમાં का પ્રત્યય ન લાગતાં के લાગે છે.

**સાતમી વિભક્તિ**

૧. દૂધમાં ખાંડ નાખો = दूधमें सक्कर डालो।
૨. ચૂલા પર દૂધ છે = चुल्हे पर दूध है।
૩. ઝાડ પર વાંદરો બેઠો છે = पेड पै (पर) बंदर बैठा है।

(૧૧) ઉપરના બીજા દાખલામાં चूल्हाનું चूल्हे થયું છે. એ વિશે નિયમ એવો છે કે સાતમી વિભક્તિના પ્રત્યય લગાડતાં પહેલાં आકારાંત નામને एકારાંત કરવા.

હિંદીમાં पै પ્રત્યયનો પ્રયોગ ઘણો ઓછો થાય છે. परનો પ્રયોગ જ સામાન્ય રીતે પ્રચલિત છે.

**આઠમી વિભક્તિ**

૧. હે બાળકો, આમ આવો. = हे बालको, इधर आओ।
૨. અરે, સાંભળો છો? = अजी, सुनते हो?
૩. અહો, આ શું થયું? = अहो, यह क्या हुआ?
૪. અરે, તેને મારો નહિ. = अरे, उसे मत मारो।

(૧૨) ઉપરના ચારે દાખલામાં સંબોધનના પ્રયોગો થયા હોવાથી આઠમી વિભકિતના પ્રત્યયો તરીકે हे, अजी, अहो અને अरे આવ્યા છે.

અહીં ખાસ ધ્યાન એ રાખવાનું કે હિંદીમાં કેટલાંક એકવચનનાં નામોને છેડે 'ओं' લગાડતાં બહુવચન થાય છે, પણ સંબોધનના (આઠમી વિભકિતના) પ્રત્યય તરીકે બધી જ જાતનાં નામોનાં બહુવચનમાં 'ओं' ને બદલે 'ओ' લાગે છે એટલે કે ओ ને માથે અનુસ્વાર નહિ.

## સામાન્ય નિયમ

(૧૩) કોઇ પણ વિભક્તિનો કોઈ પણ પ્રત્યય લગાડતાં પહેલાં, જે નામને પ્રત્યય લાગે તે નામ જો નરજાતિ એકવચનનું હોય અને आकारांत હોય, તો છેવટના 'आ'નો ए થઈ જાય છે ને પછી કોઈ પણ પ્રત્યય લાગે છે. જેમકે :

लड़का નું लड़के થયા બાદ, એને ने પ્રત્યય લાગતાં लड़केने खाया। એમ પ્રયોગ થશે.

(૧૪) એવી જ રીતે એવાં જ आकारांत નર જાતિનાં બહુવચનમાં 'ओं' થાય છે, ને પછી પ્રત્યય લાગે છે. જેમકે: लड़का નું लड़कों થયા બાદ, એને ने પ્રત્યય લગાડતાં लड़कोंने खाया એમ રૂપ થશે.

**આ નિયમ સંસ્કૃત તત્સમ आकारांत શબ્દો, જેવા કે : राजा, प्रजा, माता વગેરેને લાગુ પડતો નથી.**

**(૧૫) એક મહત્ત્વનો નિયમ એ છે કે ओंकारांत બહુવચનોનો ઉપયોગ વિભક્તિના પ્રત્યયો વગર કદી પણ વાકયમાં થતો નથી.** આવે પ્રસંગે કર્તાનું વચન ક્રિયાપદ પરથી માલૂમ પડે છે. દાખલા તરીકે :

| ગુજરાતી | અશુદ્ધ હિંદી | શુદ્ધ હિંદી |
|---|---|---|
| ૧. બાળકો રમે છે. | = बालकों खेलते हैं। | बालक खेलते हैं। |
| ૨. બાગમાં ફૂલો ખીલે છે. | = बागमें फूलों खिलते हैं। | बागमें फूल खिलते हैं |
| ૩. મેં ઘણાં ફૂલો સુંઘ્યાં. | = मैंने बहुत फूलों सूंघे। | मैंने बहुत फूल सूंघे।<br>અથવા<br>मैंने बहुत फूलोंको सूंघा। |

## • અભ્યાસપાઠ •

૧. **को** પ્રત્યય કયી કયી વિભક્તિમાં આવે છે? બે જુદી વિભક્તિના પ્રત્યય તરીકે એનો ભેદ સમજાવો.

૨. પહેલી (કર્તાની) વિભક્તિમાં **ने** પ્રત્યય ક્યારે ક્યારે લાગે છે?

૩. કર્મ પ્રમાણે ક્રિયાપદનાં જાતિ-વચન ક્યારે નથી થતાં? દાખલા સહિત સમજાવો.

૪. ત્રીજી અને પાંચમી વિભક્તિના **से** પ્રત્યય વિશે સમજાવો. **को** ના અર્થમાં **से** પ્રત્યયનો ઉપયોગ ક્યાં થાય છે?

૫. છઠ્ઠી વિભક્તિમાં **का** પ્રત્યયને બદલે **के**-પ્રત્યય લાગતો હોય તેવાં ત્રણ વાક્ય લખો.

૬. નીચેનાં વાક્યોમાં ભૂલ હોય તો તે સુધારોઃ—

१. मनुष्यों पशुकों मारते हैं।

२. कुत्तेने बिल्लि मारी।

३. वह तुमको कहता था।

४. उनको क्या पूछते हैं?

५. नदी पहाडमें निकलती हैं।

૭. નીચે લખેલાં વાક્યોમાંનાં નામ-સર્વનામની વિભક્તિઓ બતાવોઃ—

१. वह कल कलकत्ता जाएगा।

२. गन्ने(શેરડી)से रस निकलता है।

३. कमरेमें (ઓરડામાં) कुर्सी (ખુરશી) है।

४. अध्यापक शिष्यसे सबक (પાઠ) लिखवाते हैं।



# પાઠ આઠમો

## પુરુષવાચક સર્વનામનાં રૂપો

## સાદો વર્તમાનકાળ—નર જાતિ

(૧) ક્રિયાપદના મૂળ ધાતુને 'ता' લગાડયા પછી, 'है' (સહાયકારી) ધાતુનાં નીચે બતાવેલાં વર્તમાન કાળનાં રૂપો ઊમેરવાથી નર જાતિનાં એકવચનનાં ક્રિયાપદ બને છે અને એ જ રીતે ता ને બદલે ते લગાડવાથી બહુવચનનાં ક્રિયાપદ બને છે. જેમકે : खेल ધાતુનાં નર જાતિનાં રૂપ નીચે પ્રમાણે બને છે.

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧. ઉત્તમ પુરુષ | मैं खेलता हूँ। | हम खेलते हैं। |
| ૨. મધ્યમ પુરુષ | तू खेलता है। | तुम खेलते हो। |
| | | आप खेलते हैं। (માનાર્થે) |
| ૩. અન્ય પુરુષ | वह खेलता है। | वे खेलते हैं। |

### માત્ર है નાં રૂપો નીચે પ્રમાણે છે

| | | |
|---|---|---|
| ૧. ઉત્તમ પુરુષ | हूँ | हैं |
| ૨. મધ્યમ પુરુષ | है | हो અથવા हैं (માનાર્થે) |
| ૩. અન્ય પુરુષ | है | हैं |

(૨) બહુવચનમાં જ્યાં કર્તા તરીકે 'तुम' નહિ હોય ત્યાં ક્રિયાપદ તરીકે હમેશાં हैं જ આવે. એવી જ રીતે એકવચનમાં કર્તા તરીકે 'मैं' નહિ હોય ત્યારે હમેશાં है જ ક્રિયાપદ તરીકે આવે.

## નારી જાતિ

(૩) એકવચન તેમ જ બહુવચન બંનેમાં ता ને બદલે ती મૂકવાથી નારી જાતિનાં રૂપ બને છે. જેમકે :

| પુરુષ | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧. ઉત્તમ પુરુષ | मैं खेलती हूँ। | हम खेलती हैं। |
| ૨. મધ્યમ પુરુષ | तू खेलती है। | तुम खेलती हो। |
| | | आप खेलती हैं। (માનાર્થે) |
| ૩. અન્ય પુરુષ | वह खेलती है। | वे खेलती हैं। |

ઉપરનાં રૂપોને આધારે ગુજરાતીમાંથી હિંદીમાં બનાવેલાં વાક્યોના કેટલાક નમૂના :

## નર જાતિ

| એકવચન | | બહુવચન | |
|---|---|---|---|
| ગુજરાતી | હિંદી | ગુજરાતી | હિંદી |
| ૧. હું દોડું છું. | = मैं दौड़ता हूँ। | અમે દોડીએ છીએ. | = हम दौड़ते हैं। |
| ૨. તું ખાય છે. | = तू खाता है। | તમે ખાઓ છો. | = तुम खाते हो। |
| | | આપ ખાઓ છો | = आप खाते हैं। |
| ૩. તે દૂધ વેચે છે. | = वह दूध बेचता है। | તેઓ દૂધ વેચે છે. | = वे दूध बेचते हैं। |

## નારી જાતિ

૧. હું રસોઈ કરું છું.= मैं रसोई बनाती हूँ। અમે રસોઈ બનાવીએ છીએ.= हम रसोई बनाती हैं।

૨. તું કપડું સીવે છે.= तू कपड़ा सीती है। તમે કપડું સીવો છો. = तुम कपड़ा सीती हो। આપ કપડું સીવો છો. = आप कपड़ा सीती हैं।

૩. તે પાણી પીએ છે.= वह जल पीती है। તેઓ પાણી પીએ છે.= वे जल पीती हैं।

**બીજાં કેટલાંક વાકયો :**

૧. રાધાએ મોહનને રોટલી પીરસી (સકર્મક).= राधाने मोहनको रोटी परोसी।

૨. ઇશ્વર સર્વનું કલ્યાણ કરે છે.= ईश्वर सबका कल्याण करता है।

૩. દુનિયા ગાંધીજીને પૂજે છે.= संसार गांधीजीको पूजता है।

૪. અમારી રાષ્ટ્રભાષા હિન્દુસ્તાની છે.= हमारी राष्ट्रभाषा हिन्दुस्तानी है।

૫. ગુજરાતી અમારી માતૃભાષા છે.= गुजराती हमारी मातृभाषा है।

૬. તમે શું વાંચો છો ?= तुम क्या पढ़ते हो ?

૭. તેઓ મુસાફરી કરે છે.= वे यात्रा करते हैं।

૮. અરે, તેમને બોલાવો, બોલાવો ! = अरे, उनको बुलाओ, बुलाओ !

૯. અંગ્રેજી ભાષાએ ગુલામી ઉત્પન્ન કરી.= अंग्रेजी भाषाने गुलामी पैदा की।

૧૦. સૌન્દર્ય અને કલાને પૂજો.= सौन्दर्य और कलाको पूजो (અથવા) पूजिये।

**· અભ્યાસપાઠ ·**

૧. નીચેનાં વાકયોનું હિંદી કરો :

૧. મનુષ્યનું કલ્યાણ કરનારો ઇશ્વર છે.

૨. સૌન્દર્ય સહુને પસંદ છે.

૩. તમે મુસાફરી કરો છો.

૪. ગુજરાતી અને હિંદી ભાષા મધુર છે.

૫. ગાંધીજીની વાણી સાંભળી ? (**सुनी**)

૬. પુસ્તકો વાંચવામાં પણ કલા જોઈએ.

૨. નીચેનાં વાકયોમાં તથા શબ્દોની જોડણીમાં ભૂલ હોય તો તે સુધારો:

१. वे खेलते है ।
२. माधवने कीताब पढ़ता था ।
३. तुम क्या करते हैं?
४. बालकों खेलते थे ।
५. फूलों सुगंधित है ।
६. भारतकी स्त्रीओ आदर्श होति है ।
७. आपने उसकी व्याख्यान सूने?
८. दुध पौष्टिक चीज़ हैं ।
९. मैंने गायको बुलाते हूँ ।
१०. वह पढती हैं ।

૩. નીચેનાં અધૂરાં વાકયો પૂરાં કરો:

१. मेरी बहन मुझसे ________ ।
२. भाई भाई के साथ ________ ।
३. आप किताबमें ________ ?
४. हिन्दुस्तान गुलामोंका ________ ।
५. जी हाँ, वह ________ ।



## પાઠ નવમો

## પુરુષવાચક સર્વનામનાં રૂપો

### ચાલુ (अपूर्ण) વર્તમાન કાળ — નર અને નારીજાતિ

(૧) ક્રિયાપદનાં મૂળ રૂપ અને हो ધાતુનાં વર્તમાન કાળનાં રૂપની વચ્ચે 'रहा' અથવા 'रही' શબ્દ મૂકવાથી અનુક્રમે નર અને નારી જાતિના ચાલુ વર્તમાનકાળ થાય છે. જેમકે :

| | | નર જાતિ | નારી જાતિ |
|---|---|---|---|
| એકવચન | ૧. | मैं खेल **रहा** हूँ। | मैं खेल **रही** हूँ। |
| બહુવચન | | हम खेल **रहे** हैं। | हम खेल **रही** हैं। |
| એકવચન | ૨. | तू खेल **रहा** है। | तू खेल **रही** है। |
| બહુવચન | | तुम खेल **रहे** हो। | तुम खेल **रही** हो। |
| | | आप खेल **रहे** हैं। | आप खेल **रही** हैं। |
| એકવચન | ૩. | वह खेल **रहा** है। | वह खेल **रही** है। |
| બહુવચન | | वे खेल **रहे** हैं। | वे खेल **रही** हैं। |

**· અભ્યાસપાઠ ·**

૧. ગુજરાતીમાંથી હિંદીમાં અનુવાદ કરો :

૧. ઈશ્વરલાલ સમાચારપત્ર આપે છે.
૨. માતા રોટલી પીરસી (परोस) રહી છે.
૩. તેઓ હાલ (अभी) દોડે છે.
૪. ભારત સંપૂર્ણ સ્વતંત્રતા માગી રહ્યું છે.
૫. દેશી રાજ્યોમાં જાગૃતિ આવી રહી છે.

૨. નીચેનાં વાકયોમાં ખાલી જગ્યાએ યોગ્ય શબ્દ મૂકો:

१. उसे सिनेमाका शौक (શોખ) ______ ______ ।

२. पाठशालामें ______ पढ़ा रहे हैं ।

३. वे ______ दान दे ______ हैं ।

४. बालक ______ ______ है ।

५. तुम ______ क्या ______ हो !

૩. નીચેના શબ્દોનું હિંદી કરો અને વાકયોમાં તેમનો ઉપયોગ કરો:

(૧) જવું (૨) ખાવું (૩) નિશાળ (૪) પુસ્તક (૫) રમત (૬) બા (૭) બહેન (૮) હાલ (૯) શું (૧૦) માગવું (૧૧) જાગવું (૧૨) પાણી (૧૩) પીવું (૧૪) રાંધવું (૧૫) રોટલી.



## પાઠ દસમો

# પુરુષવાચક સર્વનામનાં રૂપો

## પૂર્ણ (आसन्न भूत) વર્તમાન કાળ

(૧) અકર્મક ક્રિયાપદના સાદા ભૂતકાળ સાથે हो ધાતુના વર્તમાનકાળનાં રૂપ મૂકવાથી પૂર્ણ વર્તમાનકાળ થાય છે, જેમકે :

### નર જાતિ

| | |
|---|---|
| मैं दौड़ा हूं। | हम दौड़े हैं। |
| तू दौड़ा है। | तुम दौड़े हो। |
| | आप दौड़े हैं। |
| वह दौड़ा है। | वे दौड़े हैं। |

### નારી જાતિ

| | |
|---|---|
| मैं दौड़ी हूं। | हम दौड़ी हैं। |
| तू दौड़ी है। | तुम दौड़ी हो। |
| | आप दौड़ी हैं। |
| वह दौड़ी है। | वे दौड़ी हैं। |

(૨) સકર્મક ક્રિયાપદમાં કર્તાને ने પ્રત્યય લાગે છે અને ક્રિયાપદના સાદા ભૂતકાળ સાથે हो ધાતુના વર્તમાન-

કાળનાં રૂપ મૂકવાથી પૂર્ણ વર્તમાન બને છે. એવે પ્રસંગે કર્મ અનુસાર ક્રિયાપદનાં જાતિ–વચન થાય છે. જેમકે :

१. मैंने रोटी (નારી જાતિ એકવચન) खाई है।
२. मैंने लड्डू (નર જાતિ એકવચન) खाया है।
३. मैंने तीन रोटियाँ (નારી જાતિ બહુવચન) खाई हैं।
४. मैंने दो लड्डू (નર જાતિ બહુવચન) खाये हैं।

· અભ્યાસપાઠ ·

૧. નીચેનાં રૂપો ખરાં છે કે ખોટાં તે બતાવો અને જે ખરાં હોય તેનાં કાળ, વચન અને પુરુષ પણ કહો :

१. मैंने दौड़ा है।
२. आपने क्या किया है ?
३. सुभाष बाबूने राष्ट्रीय महासभाकी सेवा की है।
४. श्रीमती सरोजनी देवीने कविता बनाई है।

૨. નીચેનાં વાક્યો સુધારો :

१. मैं बोली हैं।
२. बाला साहब खेर बम्बई प्रान्त के मंत्री (प्रधान) बना है।
३. मद्रासमें हिन्दी प्रचारका काफी ( પૂરતું ) काम चला हैं।
४. तूने हिन्दुस्तानी पढते हे ?
५. तुम देशकी सेवा करते हैं ?

૩. નીચેનાં ક્રિયાપદો ઉપરથી પૂર્ણ વર્તમાનકાળનાં પહેલા પુરુષ નર જાતિનાં રૂપોવાળાં વાક્યો બનાવો :

१. पढ़ना; २. यात्रा करना; ३. चलना; ४. पुकारना ( પોકારવું ); ५. बेचना.

# પાઠ અગિયારમો

## પુરુષવાચક સર્વનામનાં રૂપો

### પૂર્ણ વર્તમાન કાળનાં બીજાં રૂપો

(૧) ક્રિયાપદના મૂળ રૂપ અને है ધાતુનાં રૂપની વચ્ચે નર જાતિમાં लिया, लिये અથવા चुका, चुके શબ્દ, અને નારી જાતિમાં ली અથવા चुकी શબ્દ મૂકવાથી પૂર્ણ વર્તમાન કાળ બને છે. દાખલા તરીકે:

#### અકર્મક ક્રિયાપદ

| નર જાતિ | નારી જાતિ |
|---|---|
| **પહેલો પુરુષ એકવચન** | |
| मैं दौड़ चुका हूँ। | मैं दौड़ चुकी हूँ। |
| અથવા | અથવા |
| मैंने दौड़ लिया है। | मैंने दौड़ लिया है। |
| **પહેલો પુરુષ બહુવચન** | |
| हम दौड़ चुके हैं। | हम दौड़ चुकी हैं। |
| અથવા | અથવા |
| हमने दौड़ लिया है। | हमने दौड़ लिया है। |
| **બીજો પુરુષ એકવચન** | |
| तू दौड़ चुका है। | तू दौड़ चुकी है। |
| અથવા | અથવા |
| तूने दौड़ लिया है। | तूने दौड़ लिया है। |
| **બીજો પુરુષ બહુવચન** | |
| तुम दौड़ चुके हो। | तुम दौड़ चुकी हो। |
| અથવા | અથવા |
| तुमने दौड़ लिया है। | तुमने दौड़ लिया है। |

आप दौड़ चुके हैं। [માનાર્થે] आप दौड़ चुकी हैं।

અથવા — અથવા

आपने दौड़ लिया है। — आपने दौड़ लिया है।

### ત્રીજો પુરુષ એકવચન

वह दौड़ चुका है। — वह दौड़ चुकी है।

અથવા — અથવા

उसने दौड़ लिया है। — उसने दौड लिया है।

### ત્રીજો પુરુષ બહુવચન

वे दौड़ चुके हैं। — वे दोड़ चुकी हैं।

અથવા — અથવા

उनने दौड़ लिया है। — उनने दौड़ लिया है।

(૨) ઉપરનાં ઉદાહરણો પરથી માલૂમ પડશે કે જ્યારે જ્યારે કર્તામાં વિભક્તિનો **ने** પ્રત્યય આવે છે ત્યારે ત્યારે નારી જાતિનાં રૂપો નર જાતિનાં જેવાં જ થાય છે.

## સકર્મક ક્રિયાપદ

(૩) જ્યારે ક્રિયાપદ સકર્મક હોય અને પૂર્ણ વર્તમાન, સાદો ભૂત અથવા પૂર્ણ ભવિષ્ય કાળમાં હોય ત્યારે ક્રિયાપદ કર્તાનાં જાતિ-વચન પ્રમાણે ન થતાં, કર્મનાં જાતિ-વચન અનુસાર થાય છે. **ली** અથવા **लिया** શબ્દનો પ્રયોગ, કર્તા (પહેલી) વિભક્તિનો **ने** પ્રત્યય હોય ત્યારે જ આવે છે. દાખલા તરીકે :

मैंने रोटी (નારી જાતિ) खा ली है।

मैंने लड्डू (નરજાતિ) खा लिया है।

(૪) પણ સકર્મક ક્રિયાપદમાં જ્યારે **ली** અથવા **लिया** ને બદલે **चुका, चुके** અથવા **चुकी** શબ્દ આવ્યો હોય ત્યારે કર્તાને એનો **ने** પ્રત્યય લાગશે નહિ અને તે વખતે પૂર્ણ વર્તમાન, સાદો ભૂત અને પૂર્ણ ભવિષ્ય કાળમાં કર્તાનાં જાતિ–વચન પ્રમાણે ક્રિયાપદનાં રૂપ થશે. દાખલા તરીકે:

मैं (નારી જાતિ) रोटी खा चुकी हूँ।

मैं (નર જાતિ) लड्डू खा चुका हूँ।

हम (નારી જાતિ) रोटी खा चुकी हैं।

हम (નર જાતિ) लड्डू खा चुके हैं।

**• અભ્યાસપાઠ •**

૧. પૂર્ણ વર્તમાન કાળનાં બીજા પુરુષનાં **गा** (ગાવું) ધાતુનાં બન્ને વચનનાં રૂપ બનાવો.

૨. નર જાતિ પ્રમાણે પૂર્ણ વર્તમાન કાળમાં નારી જાતિનાં રૂપો ક્યારે થાય છે તે દાખલા સહિત સમજાવો.

૩. કર્મ પ્રમાણે અને કર્તા પ્રમાણે ક્રિયાપદ ક્યારે ક્યારે બને છે તે દાખલા આપી સમજાવો.

૪. નીચેનાં વાક્ય ખોટાં હોય તો સુધારો:

१. मैंने खा चुका हूँ।
२. हम खेल लिया हैं।
३. आपने दौड़ चुके हैं।
४. वे रसोई पका चुकी है।
५. उसने रोटी खा चूकी है।

# પાઠ બારમો

## વચન

ગુજરાતીની માફક હિંદીમાં પણ બે વચન છે: (૧) એકવચન અને (૨) બહુવચન.

**નર જાતિનાં બહુવચન—આકારાંત**

(૧) જે નામોને છેડે **आ** આવતો હોય તે **आ** ને **ए** માં ફેરવવાથી તે જ નામોનું બહુવચન બને છે, જેમકે:

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| (ક) | कुत्ता | कुत्ते |
| (ખ) | बछड़ा (વાછરડો) | बछड़े |

**નર જાતિનાં બહુવચન—મૂળ રૂપમાં જ**

(૨) નર જાતિનાં કેટલાંક નામો બહુવચનમાં પણ એકવચન જેમ જ રહે છે, પરંતુ તેનું વચન ક્રિયાપદના રૂપ ઉપરથી ઓળખાય છે, જેમકે:

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| (ક) | **बालक** खाता है। | **बालक** खाते हैं। |
| (ખ) | **राजा** दयालु है। | **राजा** दयालु हैं। |
| (ગ) | **कवि** गीत गाता है। | **कवि** गीत गाते हैं। |
| (ઘ) | **माली** फूल लाता है। | **माली** फूल लाते हैं। |
| (ઙ) | **साधु** उपदेश देता है। | **साधु** उपदेश देते हैं। |
| (ચ) | **हिन्दू** गायको पूजता है। | **हिन्दू** गायको पूजते हैं। |

## નારી જાતિનાં બહુવચન

### अकारांत, आकारांत, उकारांत અને ऊकारांત

(૩) નારી જાતિનાં જે નામને છેડે अ, आ, उ અથવા ऊ આવ્યા હોય તેમની પાછળ एं ઉમેરવાથી બહુવચન બને છે, જેમકે:

| એકવચન | બહુવચન |
|---|---|
| (ક) ईंट | ईंटें |
| (ખ) माला | मालाएं |
| (ગ) धेनु | धेनुएं |
| (ઘ) वहु (વહુ) | वहुएं |

### याकारांત

(૪) નારી જાતિનાં જે નામને છેડે या હોય તેના ઉપર અર્ધચન્દ્રકાર અનુસ્વાર ( ँ ) મૂકવાથી તે જાતનાં નામોનું બહુવચન બને છે, જેમકે:

| એકવચન | બહુવચન |
|---|---|
| (ક) चिड़िया (ચકલી) | चिड़ियाँ |
| (ખ) चुहिया (ઉંદરડી) | चुहियाँ |
| (ગ) बछिया (વાછરડી) | बछियाँ |

### इकारांત અને ईकारांત

(૫) નારી જાતિનાં જે નામને છેડે इ અથવા ई આવતો હોય તેની પાછળ याँ ઉમેરીને તેની પહેલાંની દીર્ઘ ई ને હ્રસ્વ इ કરી લેવાથી બહુવચન બને છે, જેમકે:

| એકવચન | બહુવચન |
|---|---|
| (ક) टोपी | टोपियाँ |
| (ખ) निधि ( ખજાનો ) | निधियाँ |
| (ગ) बेटी | बेटियाँ |
| (ઘ) तिथि | तिथियाँ |

## બન્ને વચન માટે સામાન્ય નિયમો

(૧) જયારે જયારે નામ અથવા સર્વનામ માનાર્થમાં આવ્યું હોય ત્યારે ત્યારે તે નામ અથવા સર્વનામ હમેશાં બહુવચનમાં જ આવે છે. દાખલા તરીકે:—

(ક) महात्माजी वर्धासे पेशावर गये हैं।

(ખ) आप क्या पढ़ते हैं ?

(ગ) आप कहाँसे आ रही हैं ? (નારી જાતિ)

(ઘ) राष्ट्रपति हिन्दुस्तानका दौरा (ભ્રમણ) कर रहे हैं।

**નોંધ :** ગુજરાતીમાં આપણે બહુવચનમાં ઘણે ભાગે **તમે** અને ક્વચિત જ માનાર્થે **આપ** નો ઉપયોગ કરીએ છીએ, **પણ** હિંદીમાં માનાર્થે आप નો જ ઉપયોગ ઘણે ભાગે થાય છે અને तुम નો ઉપયોગ ઘણો ઓછો થાય છે. એ જ રીતે ગુજરાતીમાં તું નો જેટલો અને જેવો ઉપયોગ થાય છે તેટલો અને તેવો હિંદીમાં तुम નો ઉપયોગ થાય છે.

( ૨ ) હિંદીમાં કેટલાંક નામનો સમૂહભાવ બતાવવા માટે તેમની સાથે **लोग**, **गण**, **जन** અથવા **वृंद** શબ્દ ઉમેરાય છે અને ત્યારે તેમનું ક્રિયાપદ બહુવચનમાં આવે છે, જેમકે :

(ક) मज़दूरलोग बहुत परिश्रम करते हैं।
(ખ) भारतके राजागण पश्चिमका अनुकरण करते हैं।
(ગ) गुरुजन वंदनीय हैं।
(ઘ) हे सज्जनवृंद ! हमारी प्रार्थना सुनिये।

(૩) નામનાં એકવચન અને બહુવચનને વિભક્તિના પ્રત્યયો લગાડતી વખતે એકવચન અને બહુવચન નામોમાં નીચે પ્રમાણે ફેરફાર થાય છે :

| એકવચન | બહુવચન |
|---|---|
| (ક) बालक**ने** किताब पढ़ी। | बाल**कोंने** किताब पढ़ी। |

ઉપરના દાખલા અનુસાર **ने** પ્રત્યય લાગતાં **बालक** નું **बालकों** થયું એટલે કે 'अ' માંથી '**ओं**' થયા પછી પ્રત્યય લાગે છે.

| | |
|---|---|
| (ખ) प्रजा राजा**को** कर देती है। | प्रजा राजा**ओंको** कर देती है। |

ઉપરના દાખલા પ્રમાણે નામની છેડેના **आ** પછી **ओं** ઉમેરીને **को** પ્રત્યય લાગ્યો.

| | |
|---|---|
| (ગ) राजा कवि**का** सम्मान करता है। | राजा कवि**योंका** सम्मान करता है। |
| (ઘ) न**दीमें** पानी सूख गया। | नदि**योंमें** पानी सूख गया। |

ઉપરના (ગ) દાખલામાં **कवि** શબ્દ પછી **यों** ઉમેર્યા બાદ **का** પ્રત્યય લાગ્યો છે; જ્યારે (ઘ) દાખલામાં **नदी** શબ્દ પછી **यों** લગાડવામાં આવ્યે છે તો પણ, તેમાં દીર્ઘ **ई** ને હ્રસ્વ **इ** બનાવ્યા પછી તેને **में** પ્રત્યય લગાડયો છે.

| | |
|---|---|
| (ઙ) साधु**से** शिष्य अलग हो गये। | साधु**ओंसे** शिष्य अलग हो गये। |
| (ચ) उल्लू (ઘુવડ)**को** दिनमें दिखाई नहीं देता। | उल्लु**ओंको** दिनमें देखाई नहीं देता। |

બાજુમાં બતાવ્યા પ્રમાણે (ક) દાખલામાં કંઈ પણ ફેરફાર વિના પ્રત્યય લાગ્યા છે; જ્યારે (ચ) દાખલામાં પ્રત્યય લાગતાં પહેલાં અંતનું દીર્ઘ ऊ હ્રસ્વ उમાં ફેરવાઈ જાય છે.

## અરબી, ફારસી અને ઉર્દૂ બહુવચન

(૧) હિન્દુસ્તાની ભાષામાં કેટલાક ઉર્દૂ શબ્દોનું બહુવચન નીચે પ્રમાણે થાય છે:

(ક) સામાન્ય રીતે ઉર્દૂ શબ્દોનાં બહુવચન બનાવવા માટે હિંદી પ્રત્યયો લાગે છે, જેમકે:

| એકવચન | બહુવચન |
|---|---|
| शाहज़ादा | शाहज़ादे |
| बेगम | बेगमें |

(ખ) ફારસી સજીવ નામોનું બહુવચન ઘણે ભાગે '**आन**' શબ્દ ઉમેરવાથી થાય છે, જેમકે:

| | |
|---|---|
| साहब | साहबान |
| मालिक | मालिकान |
| काश्तकार (ખેડૂત) | काश्तकारान |

(ગ) કેટલાંક ફારસી નામો નિર્જીવ હોય તો તેમનું બહુચન '**हा**' પ્રત્યય ઉમેરવાથી થાય છે, જેમકે:

| | |
|---|---|
| बार (વખત) | बारहा |
| कूचा (ગલી) | कूचहा |

(ઘ) નર જાતિનાં કેટલાંક ફારસી શબ્દોનું બહુવચન **ईन** શબ્દ ઉમેરવાથી થાય છે, જેમકે:

| | |
|---|---|
| मुसलिम | मुसलमीन |
| हाज़िर | हाज़िरीन |

(૭) કેટલાંક ફારસી નિર્જીવ નામોનું બહુવચન આત શબ્દ ઉમેરવાથી થાય છે, જેમકે :

| | |
|---|---|
| कागज़ | कागज़ात |
| मकान | मकानात |
| ख़याल (ધારણા) | ख़यालात |

(૨) કેટલાંક ઉર્દૂ, અરબી વગેરે શબ્દોનું બહુવચન અનિયમિત રીતે થાય છે, જેમકે :

| | |
|---|---|
| हाकिम (હાકેમ, અધિકારી) | हुक्काम |
| क़ायदा | कवाइद |
| हुक्म | अहकाम |
| अमीर | उमरा |
| हक़ | हुक़ूक़ |
| मसजिद | मसाजिद |
| शरीफ़ (સભ્ય) | अशराफ़ |
| ख़बर (સમાચાર) | अख़बार (છાપું) |

(૩) કેટલાંક ઉર્દૂ, અરબી વગેરે શબ્દોનું માત્ર એકવચનમાંથી બહુવચન થાય છે એટલું જ નહિ પણ બહુવચનનું પણ પાછું બહુવચન થાય છે, જેમકે :

| એકવચન | પહેલું બહુવચન | બીજું બહુવચન |
|---|---|---|
| दवा | अदविया | अदवियात |
| लाज़िमा (જરૂરી ચીજો) | लवाज़िमा | लवाज़िमात |
| जौहर (ઝવેરાત) | जवाहिर | जवाहिरात |
| इस्म (વ્યક્તિ) | इस्मा | आसामी |

## · અભ્યાસપાઠ ·

૧. નીચે લખેલા શબ્દોનું બહુવચન કરો:
प्रजा; बिंदु; नाई (હજામ); रोटी; साहब; अमीर; ख़बर; हक़.

૨. આકારાંત નારી જાતિનાં નામોનું બહુવચન કેવી રીતે બને છે તે દાખલા સહિત સમજાવો.

૩. માનાર્થે બહુવચનના થોડા દાખલા આપો.

૪. નીચેના વાક્યમાં બહુવચનો કેવી રીતે થયાં છે તે સમજાવો:
देशसेविकाएं राष्ट्रध्वजोंको ले कर जा रही हैं।

૫. नदी શબ્દનું બહુવચન नदियाँ કયા નિયમને આધારે થયું? એવો જ એક બીજો દાખલો આપો.

૬. ઉર્દૂ, ફારસી, અરબી શબ્દોનાં બહુવચન કેવી રીતે થાય છે તે એકેક દાખલો આપી સમજાવો.

૭. જાતિવાચક અથવા સામાન્ય નામનું સમૂહવાચક નામ બનાવવાને તેની જોડે કયા કયા શબ્દ જોડાય છે!

૮. નીચેનાં વાક્યોને સુધારો:

१. स्त्रीएको गहना (ઘરેણું) प्रिय होते हैं।

२. मज़दूरोंकी कमाईसे श्रीमान लोगो आनंद करते हैं।

३. हम लोगके घरमें बहुत सी किताब हैं।

४. तुम्हारे घरमें कितनी गाय हैं?

५. विद्यार्थीने अध्यापकको कहा कि तुम आज जल्दी आया हो।



# પાઠ તેરમો

## જાતિ (लिंग)

ગુજરાતીમાં ત્રણ જાતિ છે: (૧) નર, (૨) નારી અને (૩) નાન્યતર. પણ હિંદીમાં માત્ર બે જ જાતિ છે (૧) નર અને નારી. આ કારણે હિંદીનાં તમામ નામોની જાતિઓ જાણવી જરૂરની રહે છે કે જેથી અશુદ્ધ રચના થાય નહિ.

હિંદીમાં જાતિ નક્કી કરવાનું અઘરું છે અને તેથી એ સંબંધમાં સંપૂર્ણ નિયમો બન્યા નથી.

(૧) જે પ્રાણીવાચક નામોથી યુગલનું જ્ઞાન થાય છે તે પૈકી પુરુષબોધક નામો નર જાતિમાં અને સ્ત્રીબોધક નામો નારી જાતિમાં આવે છે. જેમકે :

| નર જાતિ | નારી જાતિ |
|---|---|
| लड़का | लड़की |
| पुरुष | स्त्री |
| घोड़ा | घोड़ी |
| मोर (મોર) | मोरनी (ઢેલ) |

(૨) કેટલાંક નામો નર અને નારી બન્ને જાતિમાં વપરાય છે, જેમકે :

समाज; वायु; आत्मा; शाक;

(૩) જે નામો આકારાંત હોય છે તે મોટે ભાગે નર જાતિમાં આવે છે. જેમકે :

छाता (છત્રી); लोटा; आटा; गन्ना (શેરડી); चना; चेला; परदा; जूता વગેરે.

(૪) ઉપરના નિયમના અપવાદ તરીકે કેટલાક સંસ્કૃત તત્સમ શબ્દો आकारांत હોવા છતાં પણ નારી જાતિમાં વપરાય છે, જેમકે :

आत्मा; संपदा (સંપત્તિ); वसुधा; सभा; शाखा; दया; निंदा; प्रजा; माया; मता.

(૫) કેટલાંક इकारांत અને ईकारांत શબ્દો મોટે ભાગે નારી જાતિમાં આવે છે, જેમકે :

मति; गति; भक्ति; पोथी; धोती; चिट्ठी.

(૬) અપવાદ તરીકે નર જાતિમાં આવતાં નામો :

कवि; मुनि; दही; हाथी.

(૭) કેટલાંક अकारांत અને आकारांत નર જાતિનાં નામોને ईकारांत કરવાથી નારી જાતિનાં બને છે :

| | | |
|---|---|---|
| पुत्र | નું | पुत्री |
| देव | નું | देवी |
| घोड़ा | નું | घोड़ी |
| लड़का | નું | लड़की |

(૮) નર જાતિનાં કેટલાંક નામોને आनी અથવા नी શબ્દ જોડવાથી નારી જાતિનાં નામો બને છે, જેમકે :

| | | |
|---|---|---|
| देवर | નું | देवरानी |
| जेठ | નું | जेठानी, जिठानी |
| भव (મહાદેવ) | નું | भवानी (पार्वती) |
| सियार (શિયાળ) | નું | सियारनी |
| कारीगर | નું | कारीगरनी |

(૯) કેટલાક શબ્દોનાં નર અને નારી જાતિનાં રૂપ તદ્દન જુદાં હોય છે, જેવાં કે :

| | |
|---|---|
| भाई | बहन, बहिन |
| पिता | माता |
| राजा | रानी |
| गाय | बैल |
| नर | मादा |

(૧૦) કેટલાંક નામોની ગુજરાતીમાં તેમ જ હિંદીમાં જુદી જુદી જાતિ થાય છે. જેમકે :

| શબ્દ | ગુજરાતી જાતિ | હિંદી જાતિ |
|---|---|---|
| ૧. अग्नि | નર | નારી |
| ૨. आत्मा | નર | બન્ને |
| ૩. आयु | નાન્યતર | નારી |
| ૪. जय, पराजय | નર | નારી |
| ૫. जेब ( ગજવું ) | નાન્યતર | નારી |
| ૬. विजय | નર | નારી |
| ૭. देह | નર | નારી |
| ૮. व्यक्तित्व | નાન્યતર | નર |
| ૯. संतान | નાન્યતર | નારી |
| ૧૦. मिनिट | નારી | નર |
| ૧૧. सेकन्ड | નારી | નર |
| ૧૨. समाज | નર | બન્ને |
| ૧૩. मृत्यु, मौत | નાન્યતર | નારી |
| ૧૪. आवाज़ | નર | નારી |

| | | |
|---|---|---|
| ૧૫. पुस्तक | નાન્યતર | નારી |
| ૧૬. किताब ( ચોપડી ) | નારી | નારી |
| ૧૭. असर | નારી | નર |
| ૧૮. मतलब | નારી | નર |
| ૧૯. वायु | નર | બન્ને |
| ૨૦. औषध | નાન્યતર | નર |
| ૨૧. शाक | નાન્યતર | નારી |
| ૨૨. नाक | નાન્યતર | નારી |
| ૨૩. महिमा | નર | નારી |
| ૨૪. मज़ा ( મઝા ) | નારી | નર |
| ૨૫. आम ( કેરી ) | નારી | નર |
| ૨૬. शराब ( દારૂ ) | નર | નારી |
| ૨૭. स्कूल, कालेज, कालिज | નારી | નર |
| ૨૮. तक़दीर | નાન્યતર | નારી |
| ૨૯. भाग्य | નાન્યતર | નારી |
| ૩૦. व्याकरण | નાન્યતર | નારી |

**નોંધ:** આ ઉપરાંત અહીં આપેલાં નામોની તેમ જ બીજાં નામોની જાતિ આ પુસ્તકમાં આપેલા કોશમાં બતાવેલી છે.

## · અભ્યાસપાઠ ·

૧. નીચે લખેલા શબ્દોની જાતિ બતાવો:
   मोर; प्रिय; मृत्यु; आवाज़।

૨. નર જાતિનાં પાંચ સજીવ નામોને નારી જાતિનાં બનાવો.

૩. બન્ને જાતિમાં વપરાતાં કયાં કયાં નામો તમે જાણો છો?

૪. એવાં નામો બતાવો કે જેનાં નર અને નારી જાતિનાં રૂપો તદ્દન જુદાં જ હોય.

# પાઠ ચૌદમો

## સાદો ભૂતકાળ

બન્ને જાત

(૧) ક્રિયાપદના મૂળ રૂપને એકવચનમાં आ અથવા या અને બહુવચનમાં ए અથવા ये લગાડવાથી સાદા ભૂત કાળનાં બન્ને જાતિનાં રૂપ બને છે. તે વખતે સકર્મક ક્રિયાપદના કર્તાને ने પ્રત્યય લાગે છે, જેમકે:

### સકર્મક ક્રિયાપદ

खा + या = खाया—मैंने फल खाया। हमने फल खाया।
तूने फल खाया। तुमने फल खाया;
आपने फल खाया।
उसने फल खाया। उनने फल खाया।

खा + ये = खाये—मैंने फल खाये। हमने फल खाये।
तूने फल खाये। तुमने फल खाये।
आपने फल खाये।
उसने फल खाये। उनने फल खाये।

### અકર્મક ક્રિયાપદ

दौड़+ आ = दौड़ा —मैं दौड़ा। दौड़ + ए = दौड़े—हम दौड़े।
तू दौड़ा। तुम दौड़े।
आप दौड़े।
वह दौड़ा। वे दौड़े।

(૨) वह અને वे તેમ જ यह અને ये વગેરે સર્વનામોને પ્રત્યય લાગતા નથી. પ્રત્યય લગાડતી વખતે નીચે પ્રમાણે તેમનાં રૂપાંતર થાય છે. ઉપરનાં સકર્મક ક્રિયાપદનાં વાક્યો આ રૂપાંતર અનુસાર બન્યાં છે.

| એકવચન | બહુવચન |
|---|---|
| તે = वह = उस | તેઓ = वे = उन |
| એ, આ = यह = इस | એઓ = ये = इन |
| જે = जो = जिस | જેઓ = जो = जिन |
| તે = सो = तिस | તેઓ = सो = तिन |
| કોણ = कौन = किस | કોણ = कौन = किन |

(૩) જ્યારે ક્રિયાપદના મૂળ રૂપને છેડે आ સિવાય કોઈ બીજો સ્વર હોય ત્યારે ભૂતકાળમાં या થાય છે, જેમકે :

रो + या = रोया ( રડ્યો )  सो + या = सोया ( સૂતો )

(૪) જ્યારે ક્રિયાપદને છેડે ई અથવા ए આવ્યા હોય ત્યારે નર જાતિમાં બન્નેનું હ્રસ્વ इકારાંત કરીને પછી या અથવા ए લગાડવામાં આવે છે, જેમકે :

ले નું लि + या = लिया ( લીધું )

दे નું दि + या = दिया ( આપ્યું )

जी નું जि + या = जिया ( જીવ્યો )

पी નું पि + या = पिया ( પીધું )

નારી જાતિ

## સકર્મક ક્રિયાપદ

(૫) સકર્મક ક્રિયાપદનાં નારી જાતિનાં રૂપો નર જાતિની જેમ જ નિયમ પહેલાને આધારે બને છે, જેમકે :

मैंने फल खाया (નર જાતિ) मैंने फल खाया (નારી જાતિ)

(૬) જ્યારે ક્રિયાપદ સકર્મક હોય ત્યારે ક્રિયાપદનાં જાતિ–વચન કર્મનાં જાતિ–વચન પ્રમાણે ઉપર મુજબ થાય છે, જેમકે :

કર્મ–એકવચન मैंने फल (નર જાતિ) **खाया**।
मैंने रोटी (નારી જાતિ) **खाई** ।
કર્મ–બહુવચન मैंने फल **खाये**।
मैंने चार रोटियाँ **खाईं**।

(૭) નારી જાતિમાં ક્રિયાપદનું મૂળ રૂપ ઈકારાંત થઈ જાય છે, જેમકે :

मैंने मोहनको एक गिन्नी दी। (એકવચન)
मैंने मोहनको दो गिन्नियाँ दीं। (બહુવચન)

## અકર્મક ક્રિયાપદ

(૮) અકર્મક ક્રિયાપદના મૂળ રૂપને એકવચનમાં ई લગાડવાથી અને બહુવચનમાં ईं લગાડવાથી સાદા ભૂતકાળનાં નારી જાતિનાં રૂપ બને છે. તે વખતે પણ કર્તાને ने પ્રત્યય લાગતો નથી. જેમકે :

| | |
|---|---|
| मैं दौड़ी। | हम दौड़ीं। |
| तू दौड़ी। | तुम दौड़ीं; आप दौड़ीं। |
| वह दौड़ी। | वे दौड़ीं। |

(૯) ક્રિયાપદને છેડે ऊ આવ્યો હોય ત્યારે દીર્ઘ ऊમાંથી હ્રસ્વ उ બનાવીને પછી નર જાતિમાં आ અને ए અને નારી જાતિમાં ई અથવા ईं લગાડવામાં આવે છે, જેમકે :

નર જાતિ એકવચન—छू નું छु + आ = छुआ (અડકયો)
,, ,, બહુવચન—छू નું छु + ए = छुए (અડકયા)
નારી જાતિ એકવચન—छू નું छु + ई = छुई (તે અડકી)
,, ,, બહુવચન—छू નું छु + ईं = छुईं (તેઓ અડકી)

(૧૦) ઉપરના તમામ નિયમોના અપવાદ તરીકે
जाना નું गया, गये, गई, गईं;
करना નું किया, किये, की, कीं;
होना નું हुआ, हुए, हुई, हुईं તેમ જ था, थे, थी, थीं રૂપ થાય છે.

## • અભ્યાસપાઠ •

૧. એકવચનમાંથી બહુવચન બનાવવાના કયા કયા ખાસ નિયમો છે?
૨. સાદો ભૂતકાળ બનાવવાને **या** કયારે ને કયાં લાગે છે?
૩. સાદા ભૂતકાળમાં સર્વનામને વિભક્તિના પ્રત્યયો લાગે, ત્યારે શો ફેરફાર થાય છે?
૪. સકર્મક અને અકર્મક ક્રિયાપદનાં રૂપો જુદાં જુદાં કેવી રીતે બને છે તે દાખલા સહિત સમજાવો.
૫. નીચેનાં વાકયો સુધારો :

| | |
|---|---|
| १. मैं रोटी नहीं खाया। | २. हमने आम खाई। |
| ३. मैंने दूध पीआ। | ४. वेने किताब पढ़ा। |

५. आपने जल्दी दौड़ा।

# પાઠ પંદરમો

## ચાલુ (अपूर्ण) ભૂતકાળ

(૧) ક્રિયાપદના મૂળરૂપ અને है ધાતુનાં ભૂતકાળનાં **था, थे, थी** અને **थीं** રૂપોની વચ્ચે **रहा, रहे** અથવા **रही** શબ્દ મૂકવાથી અનુક્રમે નર અને નારી જાતિના ચાલુ ભૂતકાળ બને છે, જેમકે :

**નર જાતિ**

| એકવચન | બહુવચન |
|---|---|
| मैं बोल **रहा था** । | हम बोल रहे **थे** । |
| तू बोल **रहा था** । | तुम बोल रहे **थे** । |
| | आप बोल रहे **थे** । |
| वह बोल **रहा था** । | वे बोल रहे **थे** । |

**નારી જાતિ**

| | |
|---|---|
| मैं बोल रही **थी** । | हम बोल रही **थीं** । |
| तू बोल रही **थी** । | तुम बोल रही **थीं** । |
| | आप बोल रही **थीं** । |
| वह बोल रही **थी** । | वे बोल रही **थीं** । |

(૨) ઉપરનાં રૂપોમાંથી **रहा, रहे** અથવા **रही** કાઢી નાખીને મૂળરૂપને **ता, ते** અથવા **ती** જોડવાથી ચાલુ ભૂતકાળનાં બીજા પ્રકારનાં રૂપ બનશે, જેમકે :

નર જાતિ—मैं बोल**ता था** । हम बोल**ते थे** ।
નારી જાતિ—मैं बोल**ती थी** । हम बोल**ती थीं** ।

**· અભ્યાસપાઠ ·**

૧. पढ़ा ક્રિયાપદનાં ચાલુ ભૂતકાળનાં નારી જાતિનાં રૂપો બતાવો.
૨. ચાલુ વર્તમાનકાળમાંથી ચાલુ ભૂતકાળ કેવી રીતે બનાવાય ?

# પાઠ સોળમો

## પૂર્ણ ભૂતકાળ

(૧) અકર્મક ક્રિયાપદના સાદા ભૂતકાળ સાથે **हो** ધાતુનાં ભૂતકાળનાં રૂપો **था, थे, थी** અથવા **थीं** મૂકવાથી પૂર્ણ ભૂતકાળ બને છે, જેમકે :

### નર જાતિ

| | |
|---|---|
| मैं गया था। | हम गये थे। |
| तू गया था। | तुम गये थे। |
| | आप गये थे। |
| वह गया था। | वे गये थे। |

### નારી જાતિ

| | |
|---|---|
| मैं गई थी। | हम गई थीं। |
| तू गई थी। | तुम गई थीं। |
| | आप गई थीं। |
| वह गई थी। | वे गई थीं। |

(૨) પૂર્ણ ભૂતકાળમાં સકર્મક ક્રિયાપદમાં કર્તાને **ने** પ્રત્યય લાગે છે અને કર્મ અનુસાર ક્રિયાપદનાં જાતિ-વચન બને છે, જેમકે :

૧. मैंने आम (કેરી) खाया था (કર્મ, નર જાતિ, એકવચન)

૨. मैंने तीन आम खाये थे (કર્મ, નર જાતિ, બહુવચન)

૩. मैंने रोटी खाई थी (કર્મ, નારી જાતિ, એકવચન)

૪. मैंने तीन रोटियाँ खाई थीं (કર્મ, નારી જાતિ, બહુવચન)

(૩) પૂર્ણ ભૂતકાળમાં સકર્મક ક્રિયાપદમાં मैंने रोटी खा ली थी अथवा मैं रोटी खा चुका था એવાં રૂપો પણ થશે. ત્રણે પુરુષનાં તમામ જાતિ-વચનમાં ली, लिया અથવા लिये શબ્દ આવે ત્યારે કર્તાને ने પ્રત્યય અવશ્ય લાગે છે.

## • અભ્યાસપાઠ •

૧. નીચે આપેલાં ક્રિયાપદનાં પૂર્ણ ભૂતકાળનાં નરજાતિનાં રૂપો બતાવો :
   सोना ( સુવું ); पढ़ना ( વાંચવું )

૨. પૂર્ણ ભૂતકાળમાં પ્રત્યય ક્યારે લાગે છે તે દાખલા સાથે સમજાવો.

૩. નીચેનાં વાકયોને પૂર્ણ ભૂતકાળમાં બદલો :

   १. मैं खाता था ।

   २. उसने काम किया ।

   ३. भाईने बहिनको किताब दी ।

   ४. हम पितासे प्रार्थना करते हैं ।

   ५. आप दूध पी रहे थे ।

# પાઠ સત્તરમો

## સાદો ભવિષ્યકાળ

### નર જાતિ

(૧) ક્રિયાપદના મૂળ ધાતુને નીચે પ્રમાણે ચિહ્નો ઉમેરવાથી નર જાતિમાં સાદો ભવિષ્ય કાળ બને છે:

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| ૧. પહેલો પુરુષ | ऊँगा | एंगे, वेंगे, यँगे |
| ૨. બીજો પુરુષ | एगा, वेगा, यगा | ओगे; ( માનાર્થે ) वेंगे, यँगे |
| ૩. ત્રીજો પુરુષ | एगा, वेगा, यगा | एंगे, वेंगे, यँगे |

#### ઉદાહરણ

| | |
|---|---|
| ૧. मैं ( खा + ऊँगा ) = खाऊँगा। | हम ( खा + एंगे ) खाएंगे; |
| | हम ( खा + वेंगे ) खावेंगे; |
| | हम ( खा + यँगे ) खायँगे। |
| ૨. तू ( खा + एगा ) खाएगा; | तुम ( खा + ओगे ) खाओगे। |
| तू ( खा + वेगा ) खावेगा; | आप ( खा + एंगे ) खाएंगे; |
| तू ( खा + यगा ) खायगा। | आप ( खा + वेंगे ) खावेंगे; |
| | आप ( खा + यँगे ) खायँगे। |
| ३. वह ( खा + एगा ) खाएगा; | वे ( खा + एंगे ) खाएंगे; |
| वह ( खा + वेगा ) खावेगा; | वे ( खा + वेंगे ) खावेंगे; |
| वह ( खा + यगा ) खायगा। | वे ( खा + यँगे ) खायँगे। |

પહેલા પુરુષ એકવચન **મૈં**નાં અને બીજા પુરુષ બહુવચનનાં **તુમ**નાં રૂપોમાં ભેદ છે. તે સિવાય ત્રણે બહુવચનમાં જેમ એકસરખાં રૂપો થાય છે તેમ જ બીજા અને ત્રીજા પુરુષ એકવચનમાં પણ સરખાં જ રૂપો થાય છે.

## નારી જાતિ

(૨) નર જાતિની માફક જ નારી જાતિનાં રૂપો થાય છે. ફેર માત્ર એટલો છે કે નારી જાતિમાં ત્રણે પુરુષોમાં બન્ને વચનમાં **गा** અને **गे**ની જગ્યાએ **गी** થઈ જાય છે, જેમકે :

मैं खाऊंगी । हम खाएंगी । વગેરે

## બન્ને જાતિના સામાન્ય નિયમો

(૩) જ્યારે ક્રિયાપદના મૂળ ધાતુનો છેલ્લો અક્ષર દીર્ઘ **ई** હોય અને જ્યારે તેને **वेगा** અથવા **वेंगे** સિવાય બીજા પ્રત્યય લાગે ત્યારે છેવટની દીર્ઘ **ई** હ્રસ્વ **इ**માં બદલાઈ જાય છે, જેમકે :

**सी** ( સીવવું ) + ऊँगा = **सी**ऊँगा ( નહિ પણ ) = **सि**ऊँगा

પણ

**અપવાદ રૂપે : सी** + वेगा = **सी**वेगा ( **सि**वेगा નહિ )

**सी** + वेंगे = **सी**वेंगे ( **सि**वेंगे નહિ )

(૪) તેવી જ રીતે જ્યારે ક્રિયાપદના મૂળ ધાતુનો છેલ્લો અક્ષર દીર્ઘ ऊ હોય, અને જ્યારે તેને **वेगा** અને **वेंगे** પ્રત્યય સિવાયના બીજા પ્રત્યય લાગે ત્યારે છેવટનો દીર્ઘ ऊ હ્રસ્વ उમાં બદલાઈ જાય છે, જેમકે :

छू ( અડકવું ) + एगा = **छू**एगा નહિ પણ **छु**एगा

**અપવાદ રૂપે :** छू + वेगा = **छू**वेगा ( छुवेगा નહિ )

छू + वेंगे = **छू**वेंगे ( छुवेंगे નહિ )

(૫) જ્યારે ક્રિયાપદના મૂળ ધાતુનો છેલ્લો અક્ષર **ए** હોય ત્યારે **एगा** અને **एंगे**ને બદલે **वेगा** અને **वेंगे** આવે છે, જેમકે :

खे ( હંકારવું ) + वेगा = खेवेगा ( खेऐगा નહિ )

खे + वेंगे = खेवेंगे ( खेएंगे નહિ )

**· અભ્યાસપાઠ ·**

૧. दे ધાતુનાં સાદા ભવિષ્યકાળનાં બધાં રૂપો આપો.

૨. સાદા ભવિષ્યકાળના એકવચન તેમ જ બહુવચનના કયા કયા પ્રત્યયો છે?

૩. આ પાઠના સામાન્ય નિયમ (૩) ને આધારે पी ( પીવું ) ધાતુનાં એકવચનનાં રૂપો બતાવો.

૪. નીચેનાં વાક્યો સુધારો :

१. मैं दौड़ कर उसे छूंगा।

२. मल्लाह ( નાવિક ) नौकाको खेएंगे।

३. बहिन कमीज़ ( ખમીસ ) कब सिएगा?



## પાઠ અઢારમો

### ચાલુ ભવિષ્ય ( **संदिग्ध भूतकाल** ) કાળ

ચાલુ ભવિષ્યકાળ હિંદીમાં **संदिग्ध भूतकाल** કહેવાય છે.

(૧) ક્રિયાપદનાં મૂળ રૂપ અને **हो** ધાતુનાં, નીચે જણાવેલાં સાદા ભવિષ્યકાળનાં રૂપોની વચ્ચે **रहा, रहे** અથવા **रही** મૂકવાથી ચાલુ ભવિષ્યકાળ બને છે.

**બન્ને જાતિનાં हो ધાતુનાં ભવિષ્યકાળનાં રૂપ**

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલો પુરુષ | हूँगा–(હોઈશ)–हूँगी | होंगे–होंगी |
| બીજો પુરુષ | होगा–होगी | होगे–होगी |
| | | होंगे–होंगी। માનાર્થે |
| ત્રીજો પુરુષ | होगा–होगी | होंगे–होंगी |

| | |
|---|---|
| १. मैं बोल रहा हूँगा–रही हूँगी। | हम बोल रहे होंगे–रही होंगी। |
| २. तू बोल रहा होगा–रही होगी। | तुम बोल रहे होगे–रही होगी। |
| | आप बोल रहे होंगे–रही होंगी। |
| ३. वह बोल रहा होगा–रही होगी। | वे बोल रहे होंगे–रही होंगी। |

(૨) ઉપરના રૂપોમાંથી **रहा, रहे** અથવા **रही** કાઢી નાખીને મૂળ રૂપને **ता, ते** અથવા **ती** જોડવાથી ચાલુ ભવિષ્યકાળના બીજા પ્રકારનાં રૂપો બનશે, જેમકે :

| | |
|---|---|
| १. मैं बोलता–ती हूँगा–हूँगी। | हम बोलते–ती होंगे–गी। |
| २. तू बोलता–ती होगा–गी। | तुम बोलते–ती होगे–गी। |
| | आप बोलते–ती होंगे–गी। |
| ३. वह बोलता–ती होगा–गी। | वे बोलते–ती होंगे–गी। |

## • અભ્યાસપાઠ •

૧. ચાલુ ભવિષ્યકાળ કયી રીતે બનશે ? એના કેટલા પ્રકાર છે તે દાખલા સહિત સમજાવો.

૨. હિંદીમાં અનુવાદ કરો :

૧. શ્રી. રાજગોપાલાચારી (राजगोपालाचार्य) ભાષણ કરતા હશે.

૨. જ્યારે હું સભામાં જતો હોઈશ ત્યારે તમે ઘેરથી નીકળી રહ્યા હશો.

૩. જ્યારે તે કપડાં ધોઈ રહી હશે ત્યારે આપ વાંચતા હશો.

૩. નીચેનાં વાક્યોને ચાલુ ભવિષ્યકાળમાં મૂકો :

१. महादेवभाई देसाई "हरिजन सेवक" के लिये लिखते हैं।

२. सरदार वल्लभभाईने राजकोटमां व्याख्यान दिया।

३. बढ़ई बसूलेसे (વાંસલાથી) लकड़ी छील रहा है।



# પાઠ ઓગણીસમો

## પૂર્ણ ભવિષ્યકાળ

(૧) અકર્મક ક્રિયાપદના સામાન્ય ભૂતકાળનાં રૂપો સાથે है ધાતુનાં સામાન્ય ભવિષ્યકાળનાં રૂપો મૂકવાથી પૂર્ણ ભવિષ્યકાળ બને છે, જેમકે :

| | | | | |
|---|---|---|---|---|
| १. | मैं दौड़ा–ड़ी | हूँगा–गी। | हम दौड़े–ड़ी | होंगे–गी। |
| २. | तू दौड़ा–ड़ी | होगा–गी। | तुम दौड़े–ड़ी | होंगे–गी। |
| | | | आप दौड़े–ड़ी | होंगे–गी। |
| ३. | वह दौड़ा–ड़ी | होगा–गी। | वे दौड़े–ड़ी | होंगे–गी। |

(૨) સકર્મક ક્રિયાપદનાં સામાન્ય ભૂતકાળનાં રૂપો સાથે है ધાતુના સામાન્ય ભવિષ્યકાળનાં રૂપો મૂકવાથી અને કર્તાને ने પ્રત્યય લગાડયાથી પૂર્ણ ભવિષ્યકાળ બને છે. એવે વખતે ક્રિયાપદનાં જાતિ-વચન કર્મ અનુસાર થાય છે.

| કર્મની નર જાતિ | કર્મની નારી જાતિ |
|---|---|
| मैंने भात खाया होगा। | मैंने दाल खाई होगी। |
| हमने भात खाया होगा। | हमने दाल खाई होगी। |
| तूने दो लड्डू खाये होंगे। | तूने दो पूरियाँ खाई होंगी। |
| तुमने दो लड्डू खाये होंगे। | तुमने दो पूरियाँ खाई होंगी। |
| आपने दो लड्डू खाये होंगे। | आपने दो पूरियाँ खाई होंगी। |
| उसने दो शाक खाये होंगे। | उसने कढ़ी खाई होगी। |
| उनने दो शाक खाये होंगे। | उनने कढ़ी खाई होगी। |

(૩) પૂર્ણ ભવિષ્યકાળમાં સકર્મક ક્રિયાપદમાં **मैंने भात खा लिया होगा** અથવા **मैं दाल खा चुका हूँगा** એવાં રૂપો પણ થશે. ત્રણે પુરુષનાં તમામ જાતિ–વચનમાં **ली, लिया** અથવા **लिये** શબ્દ આવે ત્યારે કર્તાને **ने** પ્રત્યય અવશ્ય લાગે છે.

## · અભ્યાસપાઠ ·

૧. હિંદીમાં અનુવાદ કરો :

 ૧. અમે સ્ટેશન પર પહોંચી ગયા હોઈશું.

 ૨. મૌલાના અબુલ કલામ આઝાદ વર્ધા આવી ગયા હશે.

 ૩. સ્વરાજ્ય આવ્યું હશે અને હિન્દુસ્તાનની દરિદ્રતા ઓછી (कम) થઈ હશે.

૨. નીચેનાં વાક્યો ખોટાં હોય તો સુધારો :

 १. हिन्दुस्तानीकी शिक्षा (શિક્ષણ) अनिवार्य होंगी।

 २. अंग्रेज़ी भाषाका प्रभाव कम हो गये होंगे।

 ३. मुझसे काम नहीं बना होगा।

૩. નીચેનાં ક્રિયાપદોનાં પૂર્ણ ભવિષ્યકાળનાં વાક્યો બનાવો :

रोना; खिलाना (ખવડાવવું); पीलाना.

# પાઠ વીસમો

## આજ્ઞાર્થ

### વર્તમાનકાળ

(૧) ક્રિયાપદના મૂળ રૂપને જેમનું તેમ રાખવાથી વર્તમાનકાળના આજ્ઞાર્થનાં એકવચનના રૂપ બને છે; જ્યારે તેમાં ओ ઉમેરવાથી તેનાં બહુવચનનાં રૂપ બને છે; જેમકે :

| એકવચન | બહુવચન |
|---|---|
| તું જા = तू जा | તમે જાઓ = तुम जाओ। |
| તું પી = तू पी | તમે પીઓ = तुम पियो। |
| તું રમ = तू खेल | તમે રમો = तुम खेलो। |

(૨) જ્યારે માનાર્થ હોય ત્યારે ક્રિયાપદના ધાતુ સાથે इये લગાડાય છે, જેમકે :

आप कूदिये।
आप जाइये।
आप बोलिये।

(૩) જ્યારે अકારાંત અને आકારાંત સિવાયનાં ક્રિયાપદો એક જ અક્ષરનાં હોય ત્યારે કેટલાંકને इये ને બદલે <u>जिये</u> લાગે છે, પણ તેમ કરતાં પહેલાં જો મૂળ ધાતુ एકારાંત હોય તો તે इકારાંતમાં ફેરવાઈ જાય છે, જેમકે :

दे નું दी થયા પછી + जिये = दीजिये।
ले નું ली થયા પછી + जिये = लीजिये।

## ભવિષ્યકાળ

(૧) ક્રિયાપદના મૂળ ધાતુ સાથે **ना** શબ્દ જોડી દેવાથી બન્ને વચનના આજ્ઞાર્થ ભવિષ્યકાળ બને છે, જેમકે:

તું ખાજે = तू खा+ना=तू खाना। તમે ખાજો=तुम खा+ना=तुम खाना।

તું આપજે = तू दे + ना=तू देना। તમે આપજો=तुम दे + ना=तुम देना।

(૨) પરંતુ જ્યારે માનાર્થે આજ્ઞાર્થ ભવિષ્યકાળ બને છે ત્યારે વર્તમાનકાળના નિયમ (૨) પ્રમાણે બનેલા રૂપને **गा** ઉમેરવો પડે છે, જેમકે:

આપ કાલે જજો = आप कल जाइये + गा = आप कल जाइयेगा।

આપ કંઈ બોલજો = आप कुछ बोलिये + गा = आप कुछ बोलियेगा।

### · અભ્યાસપાઠ ·

૧. खा ધાતુનાં આજ્ઞાર્થ વર્તમાનકાળનાં અને આજ્ઞાર્થ ભવિષ્યકાળનાં બધાં રૂપો લખો.

૨. નીચેનાં વાક્યો સુધારો:

१. तू जाओ।
२. आप आओ।
३. तुम आइयेगा।
४. आप पानी पीइयेगा।
५. तू दौड़ो।
६. तुम बोलें।

## પાઠ એકવીસમો

## ક્રિયાપદના બીજા પ્રકાર

**સંયુક્ત ક્રિયાપદ**

(૧) જ્યારે બે ક્રિયાપદ સાથે આવે અને તેનો નવો કે જુદો અર્થ થાય ત્યારે તેને સંયુક્ત ક્રિયાપદ કહે છે, જેમકે:

१. बालक **रोने लगा।**

२. बंदर **भाग गया।**

३. बालक **सो चुका।**

**આરંભબોધક ક્રિયાપદ**

(૨) આ જાતના ક્રિયાપદ ઘણુંખરું **लगना** ક્રિયાપદની સાથે આવે છે, જેમકે :

वे यों (આમ) कहने **लगे**। તેઓ આમ કહેવા લાગ્યા.

**અનુમતિબોધક**

(૩) આ ક્રિયાપદ બહુધા **देना** (આપવું) ક્રિયાપદના જોડાણથી બને છે, જેમકે :

आप मुझे शामको जाने **दीजिये**। આપ મને કાલે જવા દેજો.

**અવકાશબોધક**

(૪) આ ક્રિયાપદ સામાન્ય રીતે **पाना** ક્રિયાપદનાં રૂપો ઉમેરવાથી થાય છે, જેમકે :

मैं कल नहीं जा **पाया**। હું કાલે નહિ જવા પામ્યો.

**તત્પરતાબોધક**

(૫) સાદા ભૂતકાળના ક્રિયાપદ સાથે **जाना** ક્રિયાપદનાં રૂપો ઉમેરવાથી **तत्परताबोधक** ક્રિયાપદ બને છે, જેમકે :

मेरी गर्दन झुकी **जाती** है। મારી ગરદન ઝૂકી જાય છે.

वह मारे पीडाके मरा **जाता** है। તે પીડાનો માર્યો મરી જાય છે.

**ઇચ્છાબોધક**

(૬) ક્રિયાપદના મૂળ રૂપ (જેમકે **खाना, पीना, गाना** વગેરે) સાથે **चाहना** ક્રિયાપદનાં રૂપ જોડવાથી ઇચ્છાબોધક ક્રિયાપદ બને છે, જેમકે:

तुम देना **चाहो** तो दे सकोगे।

**શક્તિબોધક**

(૭) શકયાર્થને હિંદીમાં શક્તિબોધક ક્રિયાપદ કહે છે. ક્રિયાપદના મૂળ રૂપમાં **सकना** ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપો ઉમેરવાથી શક્તિબોધક ક્રિયાપદો બને છે, જેમકે:

मैं जा **सकता** हूं। वह कल खा **सकेगा**।

**પૂર્ણતાબોધક**

(૮) ક્રિયાપદના મૂળ રૂપમાં **चुका** ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપો ઉમેરવાથી પૂર્ણતાબોધક ક્રિયાપદો બને છે, જેમકે:

तू खा **चुका**। आप खा **चुके**।

**ઇચ્છાવાચક**

(૯) ક્રિયાપદના મૂળ રૂપના અંત્ય **नाનું ने** કરીને પછી **वाला** અથવા **वाली** શબ્દ ઉમેરીને है ધાતુનાં રૂપો ઉમેરવાથી ઇચ્છાવાચક ક્રિયાપદ બને છે, જેમકે:

करना નું करने + वाला + हूँ = मैं **करनेवाला** हूँ।

**વિધિસૂચક કે ફરજ સૂચવનાર (વિધ્યર્થ)**

(૧૦) ક્રિયાપદના મૂળ રૂપ સાથે માત્ર **चाहिये** ઉમેરવાથી વિધિસૂચક ક્રિયાપદ બને છે પણ તે વખતે કર્તા બીજી વિભક્તિનો થઈ જાય છે, જેમકે:

१. तुझे राष्ट्रभाषा पढ़नी (पढ़ना) **चाहिये**।

२. तुझको खादी पहननी (पहनना) **चाहिये**।

**ફરજ પાડનારું**

(૧૧) ક્રિયાપદના મૂળરૂપ સાથે **है** ધાતુનાં સાદા ભવિષ્યકાળનાં રૂપો ઉમેરવાથી ફરજ પાડનારી ક્રિયા બતાવાય છે, જેમકે :

१. तुझे दवा पीनी (पीना) **होगी**।

२. तुझको रुपये देने **होंगे**।

અથવા

३. आपको इस पर दस्तख़त (સહી) करना (करने) **होंगे**।

**સંશયાર્થ અથવા શરતસૂચક**

(૧૨) વાક્યની શરૂઆતમાં **अगर, जो** અથવા **यदि** શબ્દ આવે તો તેવા ક્રિયાપદવાળું વાક્ય સંશયાર્થ અથવા શરતસૂચક બને છે, જેમકે :

(ક) વર્તમાનકાળ

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલો પુરુષ | अगर (यदि) मैं **जाऊं** | अगर (यदि) हम **जावें** |
| બીજો પુરુષ | अगर तू **जावे** | अगर तुम **जाओ** |
| ત્રીજો પુરુષ | अगर वह **जावे** | अगर वे **जावें** |

દાખલા :

(१) अगर मैं जाऊं तो तुम्हें भी आना होगा।

(२) यदि आप जावें तो मुझे भी साथ ले चलें।

(३) जो वे जावें तो काम सफल होगा।

(ખ) ભવિષ્યકાળ

(૧૩) ક્રિયાપદના વર્તમાનકાળના રૂપોમાંથી **है**નાં રૂપો કાઢી નાખીને અને વાક્યની શરૂઆતમાં **अगर, जो** કે **यदि** શબ્દ મૂકવાથી સંશયાર્થ ભવિષ્યકાળ બને છે, જેમકે :

अगर वे आई होतीं तो रसोई बनी होती।

જો તેઓ આવી હોત તો રસોઈ બની હોત.

यदि तू परिश्रम करता तो परीक्षामें सफल होता।

જો તું મહેનત કરતે તો પરીક્ષામાં સફળ થતે.

(ગ) ભૂતકાળ

(૧૪) વાક્યની શરૂઆતમાં **अगर, यदि** અથવા **जो** ઉમેરવાથી અને ક્રિયાપદના સાદા ભૂતકાળનાં રૂપ સાથે એકવચનમાં **होता-होती** અને બહુવચનમાં **होते-होतीं** ઉમેરવાથી સંશયાર્થ ભૂતકાળ બને છે, જેમકે :

**એકવચન**

૧. अगर तू आया होता–होती तो मुझे इतनी दिक्कतें (મુશ્કેલીઓ) न झेलनी पड़तीं।

જો તું આવ્યો–આવી હોત તો મારે આટલી મુશ્કેલીઓ ન વેઠવી પડત.

૨. यदि तूने साहस किया होता तो तू व्याख्यान दे सकी होती।

જો તેં હિંમત કરી હોત તો તું ભાષણ આપી શકી હોત.

**બહુવચન**

૧. जो तुम समयके अनुसार चले होते तो यह नतीजा कभी न आता।

જો તમે સમય અનુસાર ચાલ્યા હોત તો આ પરિણામ કદી ન આવત.

૨. यदि आप दौड़ी होतीं तो वह बालक गिर न जाता।

જો તમે (આપ) દોડ્યાં હોત તો તે બાળક પડી ન જાત.

આ સિવાય અનેક જાતના ગૌણ ક્રિયાપદો અને ક્રિયાપદનાં રૂપાંતરો થાય છે પણ તેમનો અહીં ઉલ્લેખ કર્યો નથી. એ માટે તો શ્રી. કામતાપ્રસાદ ગુરુનું **संक्षिप्त हिन्दी व्याकरण** વગેરે જોઈ લેવું જોઈએ.

## • અભ્યાસપાઠ •

૧. સંયુક્ત ક્રિયાપદનાં પાંચ વાક્ય બનાવો.

૨. मोहन मुझसे यों पूछने लगा कि इस संबंधमें उसकी क्या राय (અભિપ્રાય) थी?—આ વાક્યમાં કયી જાતનું ક્રિયાપદ છે? એ વાક્યનું બહુવચન બનાવો.

૩. નીચેના ક્રિયાપદ પરથી અનુમતિબોધક ક્રિયાપદ બનાવો:
मैं कल जाना चाहता हूँ।

૪. પૂર્ણતાબોધક ક્રિયાપદના બે દાખલા આપો.

૫. નીચેનાં વાક્યોનો અનુવાદ કરો:
૧. હું ઊંઘને લીધે પડી પડી જાઉં છું.
૨. તમારે ખાવું હોય તો ખાઓ.
૩. તેને આવવું હોય તો આવે.
૪. ગાંધીજી ઘણી ભાષા બોલી શકે છે.
૫. હું તમને મળવા ન પામ્યો.

૬. નીચેનાં અધૂરાં વાક્યો પૂરાં કરો:
१. यदि मैंने गुरुसे बोध लिया होता तो ———— ।
२. ———— गई होती तो ———— ।
३. जो वे जायँ तो ———— ।
४. ———— तो अवश्य उत्तीर्ण होता।
५. ———— चिल्लावेगा तो ———— ।

૭. સંશયાર્થ અથવા શરતસૂચક ક્રિયાપદવાળાં દરેક કાળનાં બે બે વાક્યો બનાવો.

# પાઠ બાવીસમો

## વિશેષણ

ગુજરાતીની માફક હિંદીમાં પણ બે જાતનાં **વિશેષણ** છે : (૧) વિકારી અને (૨) અવિકારી.

(ક) मौलानाने **अच्छा** व्याख्यान दिया। (વિકારી)

(ખ) मौलानाने **एक** व्याख्यान दिया। (અવિકારી)

ઉપરના (ક) દાખલામાં **अच्छा**, અને (ખ) દાખલામાં **एक**–એ બન્ને વિશેષણો છે અને **व्याख्यान** એ બન્નેનું વિશેષ્ય છે.

(૧) જે વિશેષણમાં તેના વિશેષ્યનાં જાતિ–વચન અનુસાર ફેરફાર થાય તે વિકારી વિશેષણ કહેવાય, જેમકે :

मैंने **अच्छा** काम किया

मैंने **अच्छी** किताब पढ़ी।

(૨) જે વિશેષણમાં કંઈ પણ ફેરફાર નહિ થાય તે અવિકારી વિશેષણ કહેવાય, જેમકે :

मैंने **दो** किताबें पढ़ीं।

मैंने **दो** फल खाये।

વિશેષણના મુખ્ય ત્રણ પ્રકાર આ પ્રમાણે છે: (૧) સાર્વનામિક, (૨) ગુણવાચક અને (૩) સંખ્યાવાચક. એ ત્રણેના પેટા વિભાગ નીચેના કોઠા પ્રમાણે થાય છે.

## ૧. સાર્વનામિક (સર્વનામ ઉપરથી બનતાં)

**મૂળ સર્વનામી (અવિકારી)**

- वह, वे,
- यह, ये
- कौन (બેઉ વચનમાં)
- कोई (એકવચનમાં જ)
- क्या (સમૂહવાચક)
- कुछ ( „ )

**યૌગિક (પરિમાણુવાચક સર્વનામી) (વિકારી)**

- इतना, जितना
- जैसा, तैसा
- वैसा, ऐसा
- कितना, कैसा
- तितना, उतना

## ૨. ગુણવાચક (ગુણ બતાવનારાં)

| | કાલ | સ્થાન | આકાર | રંગ | દશા | ગુણ |
|---|---|---|---|---|---|---|
| દાખલા : | नया, | भीतर, | सुडौल, | लाल, | दुबला, | भला, |
| | पुराना | बाहर | गोल | पीला | पतला | बुरा |

## ૩. સંખ્યાવાચક (સંખ્યા બતાવનારાં)

**નિશ્ચિત**

- ગણુના
  - પૂર્ણાંક-બોધક: एक, दो
  - અપૂર્ણાંક-બોધક: पाव, आधा
- ક્રમ: पहला, दूसरा
- આવૃત્તિ: दुगुना, तिगुना
- સમુદાય: चारों, आठों
- પ્રત્યેક-બોધક: हरएक, हरघडी, प्रत्येक

**અનિશ્ચિત**

- सब, कुछ, सर्व, अमुक, फलाना વગેરે

**પરિમાણુ-બોધક** — દાખલા :

- बहुत, थोडा, सब, बहुतेरा, पूरा

(૩) સાર્વનામિક વિશેષણો વિકારી હોય છે એટલે તેમને વિશેષ્ય સાથે વાપરતાં પહેલાં તેમનાં રૂપાંતર થાય છે. તેમનાં બીજાં રૂપાંતરો પરિમાણબોધક તથા ગુણવાચક વિશેષણ તરીકે પણ વપરાય છે. નીચેના કોઠામાં એવાં બધાં વિશેષણોનાં રૂપ આપેલાં છે:

| મૂળ રૂપ | રૂપાંતર | | ગુણવાચક | | પરિમાણવાચક |
|---|---|---|---|---|---|
| | એકવચન | બહુવચન | એકવચન | બહુવચન | |
| यह | इस | इन | ऐसा (એવો) | ऐसे (એવા) | इतना (એટલું) |
| वह | उस | उन | वैसा (તેવો) | वैसे (તેવા) | उतना (તેટલું) |
| सो (તે) | तिस | तिन (તેઓ) | तैसा (તેવો) | तैसे (તેવા) | तितना (તેટલું) |
| जो (જે) | जिस | जिन (જેઓ) | जैसा (જેવો) | जैसे (જેવા) | जितना (જેટલું) |
| कौन | किस | किन | कैसा (કેવો) | कैसे (કેવા) | कितना (કેટલું) |

(૪) ગુજરાતીમાં એકવચનમાં અને બહુવચનમાં વિશેષણ એક સરખાં જ આવે છે, પણ હિંદીમાં તેમ થતું નથી.

જેમ અંગ્રેજીમાં નામનું બહુવચન થતાં તેમનાં દરેક વિશેષણ પણ બહુવચનમાં થાય છે (દાખલા તરીકે This નું These અને That નું Those) તેમ હિંદીમાં સાર્વનામિક વિશેષણો તેમનાં વિશેષ્યો પ્રમાણે બને છે, જેમકે:

આ ચોપડી = यह किताब

આ ચોપડીઓ = ये किताबें

આ ચોપડીના પાનાંમાં = **इस** किताबके पन्नेमें

આ ચોપડીઓનાં પાનાંઓમાં = **इन** किताबोंके पन्नोंमें

(૫) જ્યારે વિશેષ્ય-નામને પ્રત્યય લાગ્યો નથી હોતો ત્યારે વિશેષણનું રૂપાંતર ન થતાં તે મૂળ રૂપમાં જ રહે છે, જેમકે:

**यह** किताब मेरी है। પણ પ્રત્યય લાગે ત્યારે:

**इस** किताब**में** कितने पन्ने (પાનાં) हैं?

આ નિયમો આવાં બધાં વિશેષણો વાપરતી વખતે અને તેમનાં રૂપાંતર કરતી વખતે ધ્યાનમાં રાખવા જોઈએ.

(૬) એવી જ રીતે સર્વનામ તરીકે **यह**, **वह** વગેરે શબ્દો વપરાય ત્યારે પણ મૂળ સર્વનામને પ્રત્યય ન લાગતાં તેમનાં રૂપાંતરોને પ્રત્યય લાગશે, જેમકે:

वहने कहा નહિ, પણ उसने कहा

कौनने तूफान किया? નહિ, પણ किसने तूफान किया?

વિશેષણોની વિગતવાર યાદી માટે આ પુસ્તકને અંતે શબ્દકોશનો **विशेषण** નો વિભાગ જુઓ.

## • અભ્યાસપાઠ •

૧. ગુણવાચક વિશેષણના પ્રકાર બતાવો અને આ પાઠમાં બતાવ્યા સિવાયના તેના દાખલા આપો.

૨. સાર્વનામિક વિશેષણોનું રૂપાંતર ક્યારે થાય છે? **सो** અને **कौन**નાં બધાં રૂપાંતરો બતાવો.

૩. નીચેના શબ્દોનો પ્રયોગ વાક્યોમાં કરો :

१. जिस; २. तितना; ३. कैसे; ४. वैसा; ५. उतना; ६. तिन;

૪. નીચે લખેલાં વાક્યો સુધારો:

१. उसने कब आयगा ?

२. यह कौनकी किताब है ?

३, वहने मुझे बेर (બોર) दीये ।

४. जितना मैं चाहता था कितना आपने नहीं बताया ।

५. इस व्याकरण पढ़नेसे मुझे हिन्दी आ गया ।

૫. હિંદીમાં અનુવાદ કરો :

૧. મેં જેટલું ધાર્યું હતું તેટલું તમે આજે કામ કર્યું નહિ.

૨. તેણે તેને કહ્યું કે તે તેમને ઓળખતો નથી પણ તેઓ તેને ઓળખે છે.

૩. એણે એમને બોલાવ્યા ને એમણે આવવાની એને ના કહી.

૪. જેવું કરશો તેવું પામશો.

૫ એવું કામ ન કરો.

# પાઠ તેવીસમો

## અવ્યય

જે શબ્દમાં કોઈપણ જાતનો ફેરફાર થતો નથી અને જે દરેક સ્થિતિમાં જેમ ને તેમ જ રહે છે તે અવ્યય કહેવાય છે.

અવ્યયના હિંદીમાં ચાર પ્રકાર નીચે પ્રમાણે છે:

(૧) સંબંધસૂચક, (૨) વિસ્મયાદિબોધક,
(૩) સમુચ્ચયબોધક અને (૪) ક્રિયાવિશેષણ.

**(૧) संबंधसूचक (નામયોગી)**

(ક) જે શબ્દોથી નામ અથવા સર્વનામનો, વાક્યના બીજા શબ્દો સાથેનો સંબંધ માલૂમ પડે તે સંબંધસૂચક અવ્યય કહેવાય છે, જેમકે:

१. भारत वर्षकी चाबी गाँधीजीके **पास** है।

ઉપરના વાક્યમાં **चाबी** અને **गांधीजी** સાથેનો સંબંધ **पास** શબ્દ પરથી સમજાય છે તેથી **पास** શબ્દ સંબંધસૂચક અવ્યય કહેવાય.

(ખ) ગુજરાતીમાં, ....**ની** પાસે, ....**ની** સાથે, ....**ની** નજિક, ....**ની** મારફત, ....**ની** દ્વારા, ....**ની** અંદર, ....**ની** બહાર, વગેરે ઇકારાંત શબ્દોને અવ્યય લાગે છે. **હિંદીમાં તેમ કદાપિ થતું નથી.** હિંદીમાં, ....**ની** ને બદલે ....**की** નો પ્રયોગ કરીએ તો ખોટો ગણાય. એવે પ્રસંગે ગુજરાતી ....**ની** ના અર્થમાં હિંદીમાં ....**के** નો પ્રયોગ થાય છે, જેમકે:

(ક) મારી પાસે રૂપીઓ છે = (मेरी पास નહિ, પણ) = मेरे पास रूपया है।

(ખ) તેની સાથે મોહન જાય છે = (उसकी साथ નહિ, પણ) उसके साथ मोहन जाता है।

(૨) **विस्मयादिबोधक** (કેવળપ્રયોગી)

જે શબ્દોથી આશ્ચર્ય, હર્ષ, દુઃખ, તિરસ્કાર, ઉત્તેજન વગેરેના ભાવો સમજાય તે શબ્દો વિસ્મયાદિબોધક અવ્યય કહેવાય, જેમકે :

ओह !; अहा !; एं !; छीः !; हाय !; वाह !

દાખલો: **ओह** ! तुम इतनी लंबी नदी कैसे तैर (तरी) आए ?

(૩) સમુચ્ચયબોધક (ઉભયાન્વયી)

જે શબ્દોથી બે શબ્દ કે બે વાકયનું સંધાન થાય છે તે સમુચ્ચયબોધક અવ્યય કહેવાય છે, જેમકે :

१. मैं **और** तुम वहाँ जाएंगे।

२. वहाँ जाना **किन्तु** जल्दी वापिस आना।

ઉપરના દાખલામાં **और** અને **किन्तु** ઉભયાન્વયી અવ્યય છે. **और, तो, यथा, तथा, तो भी, परन्तु, अथवा, लेकिन,** मगर, **चूँ कि, हालाँ कि** વગેરે આ વર્ગના અવ્યયો છે.

(૪) ક્રિયાવિશેષણ

જે અવ્યય-શબ્દો ક્રિયાપદમાં કોઈ ને કોઈ જાતની વિશેષતા બતાવે છે તે અવ્યયો, ક્રિયાવિશેષણ અવ્યયો કહેવાય છે, જેમકે :

(ક) वह **प्रतिदिन** (કાળવાચક ક્રિયાવિશેષણ) यहाँ आता है।

(ખ) मेरे **दाहिने** (જમણી) (સ્થાનવાચક ક્રિયાવિશેષણ) ओर उसका मकान है।

(ગ) हम तुम्हारे साहस पर **बहुत** (પ્રકારવાચક ક્રિયાવિશેષણ) खुश हैं।

(ઘ) आज आपने **ज़्यादा** (પરિમાણુવાચક ક્રિયાવિશેષણ) खाया है।

(ङ) **जी हाँ**, (સ્વીકૃતિદર્શક ક્રિયાવિશેષણ) आप जा सकते हैं।

(ચ) तुम अभी **मत** (અસ્વીકૃતિદર્શક ક્રિયાવિશેષણ) खेलो।

(છ) आप **कब तक** (પ્રશ્નાર્થ ક્રિયાવિશેષણ) सोते रहेंगे?

બીજા અવ્યયોની તેમ જ ક્રિયાવિશેષણોની અલાયદી યાદી આ પુસ્તકના કોશના તે વિભાગમાં આપેલી છે.

### · અભ્યાસપાઠ ·

૧. નીચે લખેલા શબ્દોમાં કયા કયા પ્રકારના કયા કયા અવ્યય છે?
नहीं; जितना; परस्पर; जब तक; बार बार (વારંવાર).

૨. સ્થાનવાચક ક્રિયાવિશેષણના પ્રકાર બતાવો અને હિંદીમાં તે દરેકનો એકેક દાખલો આપો.

૩. નીચેનાં વાક્યોનો હિંદીમાં અનુવાદ કરો અને એમાં કયાં કયાં અવ્યય આવ્યા છે તે જણાવો:

(ક) જ્યાંસુધી ખાદી પહેરાશે નહિ ત્યાંસુધી દેશને સ્વરાજ મળવું દુર્લભ છે.

(ખ) ખેડૂત ટાઢ, તડકો ને વરસાદ જોયા વિના મહેનત કરે છે.

(ગ) હિંદનો મજૂર આજસુધી કંગાલ રહ્યો છે.

(ઘ) કારીગર વર્ગનું ભાગ્ય હજુ પણ આડું જ રહ્યું છે.

(ङ) તમે કોણ જાણે કયાં કયાં ભટકો છો?



# પાઠ ચોવીસમો

## કૃદંત

કૃદંત પણ ક્રિયાપદની માફક ક્રિયા બતાવે છે અને તે, ક્રિયાપદના કર્તા અને કર્મ બન્ને તરીકે આવી શકે છે. પણ ક્રિયાપદ અને કૃદંત વચ્ચે એટલો ફેર છે કે ક્રિયાપદ વાકયને છેડે આવે છે અને વાકયનો અર્થ પૂરો કરે છે, જ્યારે કૃદંત વાકયની અંદર આવે છે અને વાકયનો અર્થ પૂરો કરતું નથી.

ગુજરાતીમાં અને હિંદીમાં નીચે પ્રમાણે પાંચ મુખ્ય કૃદત છે :

| ગુજરાતી કૃદંત | હિંદી કૃદંત |
|---|---|
| ૧. વર્તમાન કૃદંત | वर्तमान क्रदंत |
| ૨. ભૂત કૃદંત | भूत क्रदंत |
| ૩. ભવિષ્ય કૃદંત | भविष्य क्रदंत |
| ૪. સામાન્ય કૃદંત | सामान्य क्रदंत |
| ૫. સંબંધક ભૂતકૃદંત | संबंध भूत क्रदंत |

ઉપરનાં કૃદંતોનો ઉપયોગ નીચે પ્રમાણે થાય છે.

### (૧) વર્તમાન કૃદંત

(ક) ક્રિયાપદના વર્તમાન કાળમાંથી है ધાતુનાં રૂપો કાઢી નાખવાથી જે શબ્દ રહે છે તે વર્તમાન કૃદંત હોય છે. અથવા ક્રિયાપદના મૂળ રૂપ સાથે નર અને નારી જાતિમાં અનુક્રમે એકવચનમાં ता અને ती અને બહુવચનમાં ते ઉમેરવાથી વર્તમાન કૃદંત બને છે, જેમકે :

(૧) जाता हूँ માંથી हूँ બાદ કરતાં **जाता** વર્તમાન કૃદંત; **અથવા**
(૨) जा + ता = जाता; जा + ती = जाती; **અને** जा + ते = जाते—એ ત્રણુ વર્તમાન કૃદંત બનશે.

(ક) मैं **जाता** था, लेकिन जा न सका। (નર જાતિ એકવચન)

(ખ) हम **दौड़ते** थे लेकिन पहुँच न सके। (નર જાતિ બહુવચન)

(ગ) यह **आती** थी लेकिन गिर गई। (નારી જાતિ એકવચન)

(ઘ) वे **खेलती** थीं लेकिन हार गईं। (નારી જાતિ બહુવચન)

(ખ) કેટલીક વખતે ક્રિયા ચાલુ ને ચાલુ રહેતી બતાવવાને માટે કૃદંત બેવડાવાય છે. એ ઉપરાંત **हुआ** શબ્દ ઉમેરવાથી વર્તમાન કૃદંતનો બીજો પ્રકાર થાય છે, જેમકે :

मैं **चलते चलते** थक गया। वह रोता **हुआ** आया।

ઉપરનું પહેલું વાક્ય બીજી રીતે નીચે પ્રમાણે પણ લખાય છે.

मैं **चलते २** थक गया।

## (૨) ભૂત કૃદંત

(ક) પૂર્ણ ભૂતકાળ, પૂર્ણ ભવિષ્યકાળ અને પૂર્ણ વર્તમાનકાળના વાકયના ક્રિયાપદમાંથી **है** ધાતુનાં રૂપો કાઢી નાખવાથી ભૂતકૃદંત રહે છે, જેમકે :

(ક) मैंने किताब **पढ़ी** थी। (પૂર્ણ ભૂતકાળ)

(ખ) मैंने किताब **पढ़ी** होगी। (પૂર્ણ ભવિષ્યકાળ)

(ગ) मैंने किताब **पढ़ी** है। (પૂર્ણ વર્તમાનકાળ)

ઉપરના વાક્યોમાં પઢ઼ી એ રૂપ નારી જાતિનું ભૂતકૃદંત છે. એ જ રીતે નર જાતિનું ભૂતકૃદંત પઢ઼ા થશે.

(ખ) સાદા ભૂતકાળના ક્રિયાપદમાં હુઆનાં રૂપો ઉમેરવાથી બીજી જાતનાં ભૂતકૃદંત બને છે, જેમકે :

(१) यह काम मेरा **किया हुआ** है।

(२) वे पत्र मेरे **लिखे हुए** हैं।

## (૩) ભવિષ્ય કૃદંત

ક્રિયાપદના છેલ્લા અક્ષર "ना"નો ने કર્યા પછી તેમાં वाला, वाले અથવા वाली ઉમેરવાથી ભવિષ્ય કૃદંત બને છે, જેમકે :

जाना નું जाने (१) + वाला = जानेवाला; (२) + वाले = जानेवाले; (३) + वाली = जानेवाली

(१) मैं जानेवाला हूँ। (નર જાતિ એકવચન)

(२) हम जानेवाले हैं। (નર જાતિ બહુવચન)

(३) मैं અથવા हम जानेवाली हूँ અથવા हैं (નારી જાતિ એકવચન અને બહુવચન)

## (૪) સામાન્ય કૃદંત

સામાન્ય કૃદંત કેટલીક વખતે નામ તરીકે પણ વપરાય છે અને તેને વિભક્તિના પ્રત્યયો પણ લગાડવામાં આવે છે, જેમકે :

करना, करने को, करने से, करने के लिये, करने से, करने का, करने में.

इस भाईने काम करने में लापरवाही (બેદરકારી) की।

## (૫) સંબંધક ભૂતકૃદંત

ક્રિયાપદના મૂળ ધાતુમાં **कर** અથવા **करके** શબ્દ ઉમેરવાથી સંબંધક ભૂતકૃદંત બને છે, જેમકે :

(ક) जा + कर, करके = जा कर અથવા जा करके;
(ખ) बोल + कर, करके = बोल कर અથવા बोल करके।

(ક) उसने वहाँ **जा करके** वह काम किया;
(ખ) वह **बोल कर** चला गया।

· અભ્યાસપાઠ ·

૧. નીચેનાં કૃદંતોના પ્રકાર બતાવો અને વાક્યોમાં તેમનો ઉપયોગ કરો:

(१) देखते हुए; (२) पोंछता (લૂછતા) हुआ;
(३) रोते रोते; (४) पीते पीते;
(५) पढ़ते २ (६) करते २

૨. નીચેનાં વાક્યોનું હિન્દી કરો :

(૧) મોટાભાઈ ભૂસો કાઢતા કાઢતા થાકી ગયા.
(૨) બેન રસોઈ કરતી કરતી દાઝી (जल) ગઈ.
(૩) માતા બાળકને રમાડતી હતી.
(૪) જવાહરલાલ ઉર્દૂમાં ભાષણ કરતા હતા.
(૫) કવિ લખતાં લખતાં થાકી ગયા.

૩. નીચેનાં વાક્યોમાં વર્તમાનકૃદંત મૂકો :

१. मैं गया था। २. वे दौड़े हुए आए।
३. बालककी हत्या हुई थी।

૪. નીચેનાં વાક્યોમાં ભૂતકૃદંત મૂકો :

१. मैं सोता था। २. कवि गीत बनाता था।
३ उसने खाया हुआ होगा। ४. कौन झंझटमें (જંજાળમાં) पड़े?

## પાઠ પચ્ચીસમો

## પ્રયોગ

ક્રિયાપદનો કર્તાના, કર્મના કે ભાવના અર્થમાં ઉપયોગ થાય ત્યારે તેનો અનુક્રમે (૧) કર્તરિ, (૨) કર્મણિ અને (૩) ભાવે પ્રયોગ થયો કહેવાય છે.

### (૧) કર્તરિ પ્રયોગ

કર્તરિ પ્રયોગમાં ક્રિયાપદમાંથી કર્તાનો અર્થ નીકળે છે. એટલે કે કર્તાનાં પુરુષ, જાતિ અને વચન પ્રમાણે ક્રિયાપદના રૂપમાં ફેરફાર થયા કરે છે, જેમકે :

**मैं** पुस्तक पढ़ता **हूँ**; **बहिनें** ग्रंथ पढ़ती **हैं**;

ઉપરનાં વાકયોમાં કર્તા પ્રમાણે ક્રિયાપદમાં ફેરફાર થયા છે.

### (૨) કર્મણિ પ્રયોગ

(ક) કર્મણિ પ્રયોગમાં ક્રિયાપદ કર્મના અર્થમાં વપરાય છે એટલે કે કર્મનાં પુરુષ, જાતિ અને વચન અનુસાર ક્રિયાપદના રૂપમાં ફેરફાર થયા કરે છે, જેમકે :

मैंने **किताब पढ़ी**। मैंने **किताबें पढ़ीं**।

मगनलालसे **भात खाया जाता है**।

ઉપરનાં વાકયોમાં કર્મ પ્રમાણે ક્રિયાપદમાં ફેરફાર થયા છે. કર્મણિ પ્રયોગમાં સકર્મક ક્રિયાપદનો કર્તા ત્રીજી વિભક્તિમાં આવે છે ને કોઈ કોઈ વખત કર્તા પહેલી વિભક્તિમાં હોવા છતાં કર્મ પ્રમાણે ક્રિયાની જાતિ થાય છે.

(ખ) કર્તરિ પ્રયોગ ઉપરથી કર્મણિ પ્રયોગ નીચે પ્રમાણે થાય છે:

| કર્તરિ | કર્મણિ |
|---|---|
| १. मैं पढ़ता हूँ। | मुझसे किताब पढ़ी गई। |
| २. बहिनें पढ़ती हैं। | बहिनोंके द्वारा किताबें पढ़ी जाती हैं। |
| ३. मगनलाल पढ़ेगा। | मगनलालसे रामायण ग्रन्थ पढ़ा जायगा। |

**અકર્મક ક્રિયાપદને કર્મ હોતું નથી તેથી તેનો કર્મણિ પ્રયોગ થતો નથી.**

## (૩) ભાવે પ્રયોગ

ભાવે પ્રયોગમાં કર્મ હોતું નથી. અકર્મક ક્રિયાપદ જ્યારે એનો પોતાનો જ એટલે કે ક્રિયાનો અર્થ બતાવે, ત્યારે તે ભાવે પ્રયોગ કહેવાય છે, અને ત્યારે ક્રિયાપદ હમેશાં ત્રીજા પુરુષ નર જાતિ એકવચનમાં જ આવે છે, જેમકે:

१. मुझसे नहीं दौड़ा जाता। २. हमसे चला जायगा।

३. उससे खेला गया।

### · અભ્યાસપાઠ ·

૧. હિંદીમાં પ્રયોગના પ્રકાર કેટલા છે? તેના દાખલા આપો.

૨. કર્મણિ પ્રયોગ કેવી રીતે બને છે? કર્તરિમાંથી કર્મણિ બને તેવા ત્રણ દાખલા આપો.

૩. ભાવે પ્રયોગમાં કર્મનું શું સ્થાન છે? એમાં ક્રિયાપદનાં જાતિ–વચન કેવી રીતે બતાવાય છે? દાખલા સહિત સમજાવો.

૪. નીચેનાં અધૂરાં વાક્યો પૂરાં કરો:

१. प्रेमचंदजीसे ——— लिखा गया है।

२. गुरु ——— ——— तरक्की (ઉન્નતિ) होगी।

३. ——— प्रश्न नहीं पूछा जायगा।

४. अंधेसे ——— नहीं जाता।

५. मक्तोंसे ——— ।

૫. હિંદીમાં અનુવાદ કરો:

૧. મહાત્માજીથી હિંદુસ્તાનનો ઉદ્ધાર થઈ રહ્યો છે.

૨. દેશજનો દ્વારા જ દેશનું ભલું થઈ શકે.

૩. વિદ્યાર્થી મારફત કામ કરાવવું નહિ.

૪. તેનાથી બોલાતું નથી.

૫. ઇન્દ્રકાન્તથી દુઃખને લીધે સુવાતું નથી.



## પાઠ છવીસમો

## મહત્ત્વના શબ્દદોષ, જોડણીદોષ વગેરે

ગુજરાતીઓ હિન્દુસ્તાની ભાષા લખે છે ત્યારે કયા કયા દોષો કરે છે—જોડણીના તેમ જ અર્થના અનર્થ કરનારા શબ્દોના – તે કેટલેક અંશે આ પાઠ દ્વારા સમજાવ્યા છે. વિદ્યાર્થીઓના નિબંધલેખન અને અનુવાદ ઉપરથી સેંકડે ૭૫–૮૦ ટકાની જે સામાન્ય ભૂલો અમે નોંધી છે તેના ઉદાહરણ રૂપે થોડા શબ્દો આ નીચે આપીએ છીએ. એના અભ્યાસથી શુદ્ધલેખનનો ખ્યાલ સહેલાઈથી આવશે.

| અશુદ્ધ હિંદી | શુદ્ધ હિંદી |
|---|---|
| १. में (હું) | मैं (બે માત્રા) |
| २. किताव + मैं (માં, સાતમી વિભક્તિનો પ્રત્યય) | किताबमें |
| ३. तुम्हेरे (તમારો) | तुम्हारा |
| ४. तुम्हेरी (તમારી) | तुम्हारी |
| ५. तुम्हेरा (તમારા) | तुम्हारे |
| ६. बहोत, बोत (ઘણું) | बहुत |
| ७. बहार (બહાર) | बाहिर, बाहर |
| ८. वधु (વધારે) | अधिक, ज़्यादा |
| ९. वधु (પત્ની) | वधू |
| १०. दिन (ગરીબ) | दीन |
| ११. दीन (દિવસ) | दिन |
| १२. आपकि (આપની) [की, નારી જાતિનો છઠ્ઠીનો પ્રત્યય] | आपकी |
| १३. कि [કર ધાતુનું ભૂતકાળનું નારી જાતિનું ક્રિયાપદ] (કરી) | की |
| १४. की [ઉભયાન્વયી અવ્યય] (કે, અથવા) | कि |

| | | |
|---|---|---|
| १५. | हम हमेरी (અમે અમારી એટલે કે પોતાની) बात | हम अपनी बात |
| १६. | तुम तुम्हेरी (તમે તમારી એટલે કે પોતાની) | तुम अपनी |
| १७. | आप आपकी (આપ આપની એટલે કે પોતાની) | आप अपनी |
| १८. | झेर, झहेर (ઝેર, વિષ) | ज़हर |
| १९. | हमेरी पास | हमारे पास |
| २०. | तुम्हेरी साथ | तुम्हारे साथ |
| २१. | मेरी पर | मेरे पर, मुझ पर |
| २२. | जाहेर | ज़ाहिर |
| २३. | मोका, मोखा (તક) | मौका |
| २४. | किंमत, कीम्मत | कीमत |
| २५. | हाजर | हाज़िर |
| २६. | अपेक्षा (ઇચ્છા) | आकांक्षा |
| २७. | तुम्हारा करतां विशेष | तुम्हारी अपेक्षा विशेष |
| २८. | सुत (સુતર) | सूत (સુતર) |
| २९. | सूत (પુત્ર) | सुत (પુત્ર) |
| ३०. | फेंसला | फ़ैसला |
| ३१. | नहि, नही | नहीं |
| ३२. | हम लोक, हम लोको | हम लोग, हम लोगोंने |
| ३३. | लोक (દુનિયાના માણુસો) | लोग |
| ३४. | देवलोग (આ દુનિયા સિવાયના લોકો) | देवलोक |
| ३५. | ओर (અને) | और (અને) |
| ३६. | और (તરફ, વતી) | ओर (તરફ, વતી) |
| ३७. | हम खाते थीं। | हम खाते थे। |
| ३८. | हम खाती थी। | हम खाती थीं। |
| ३९. | नाव, नांव (નામ) | नाम |
| ४०. | दुसरा | दूसरा |
| ४१. | बूरा (ખરાબ) | बुरा |

| | | |
|---|---|---|
| ४२. | कीया (કર્યું) दीया | किया, दिया |
| ४३. | लेकीन (પરંતુ) | लेकिन |
| ४४. | ईस, जीस, कीस | इस, जिस, किस |
| ४५. | मीला | मिला |
| ४६. | हमकु | हमको |
| ४७. | तुमकु | तुमको |
| ४८. | दीखाना | दिखाना |
| ४९. | फीर (પછી) | फिर |
| ५०. | समजना | समझना |
| ५१. | मुजे (મને) | मुझे |
| ५२. | वापीस (પાછું) | वापिस |
| ५३. | लिपी | लिपि |
| ५४. | कीताब | किताब |
| ५५. | सीर (માથું) | सिर |
| ५६. | शोचना ( વિચારવું ) | सोचना |
| ५७. | शकना (શકવું). | सकना |
| ५८. | पैड (ઝાડ) | पेड़ |
| ५९. | पेर (પગ) | पैर |
| ६०. | पे (ઉપર) | पै |
| ६१. | शहेर (શહેર) | शहर |
| ६२. | सेर | सैर (સહેલ) |
| ६३. | सेर (સિંહ) | शेर (સિંહ) |
| ६४. | एक शेर (એક શેર, રતલ) | एक सेर |
| ६५. | बाबु (पनालाल) | बाबू (पन्नालाल) |
| ६६. | फत्तेह | फतह |
| ६७. | जगा (જગ્યા) | जगह |
| ६८. | मोत (મૃત્યુ) | मौत |

| | | |
|---|---|---|
| ६९. | पहरता है (પહેરે છે) | पहनता है |
| ७०. | महिना | महीना |
| ७१. | महेनत | मेहनत, महिनत |
| ७२. | हिन्दु | हिन्दू |
| ७३. | स्त्रीआ | स्त्रियाँ |
| ७४. | महेरबानी | मेहरबानी, महिरबानी |
| ७५. | बहेन | बहिन, बहन |
| ७६. | अहेशान | एहसान |
| ७७. | साहेब | साहब, साहिब |
| ७८. | इश्वर, इर्ष्या | ईश्वर, ईर्ष्या |
| ७९. | कीरण | किरण |
| ८०. | उर्दु | उर्दू |
| ८१. | भुख | भूख |
| ८२. | फरिआद | फरियाद |
| ८३. | चाहिऐ | चाहिये, चाहिए |
| ८४. | ऐक (એક) | एक |
| ८५. | लीये (માટે) | लिये, लिए |
| ८६. | जाईए | जाइये, जाइए |
| ८७. | ऊमंग | उमंग |
| ८८. | लिजीए, लीजीये | लीजिये, लीजिए |
| ८९. | दिजिये | दीजिये, दीजिए |
| ९०. | नारीआ | नारियाँ (સ્ત્રીઓ) |
| ९१. | बीश्वास | विश्वास |
| ९२. | अंधारा | अँधेरा |
| ९३. | हंसना (હસવું) | हँसना |
| ९४. | हंसी मजाक (મશ્કરી ઠઠ્ઠો) | हँसी मजाक |
| ९५. | दोनो (બન્ને) | दोनों |

| | | |
|---|---|---|
| ९६. | शोव | शौच (ઝાડે જવું) |
| ९७. | शोचना | सोचना (વિચારવું) |
| ९८. | सुबेरमे (સવારે) | सुबहमें (સવારે) |
| ९९. | सामको (સાંજે) | शामको |
| १००. | दोपहरमे | दुपहरमें, दोपहरमें |
| १०१. | ...मे (માં) | ...में |
| १०२. | पडोशी | पड़ौसी |
| १०३. | कहां, जहां, वहां, यहां | कहाँ, जहाँ, वहाँ, यहाँ |
| १०४. | यह (તે) | वह |
| १०५. | वो (તેઓ) | वे (તેઓ) |
| १०६. | वे, ए (એઓ) | ये (એઓ) |
| १०७. | रूपीआ, रूपेँ | रुपया, रुपये |
| १०८. | ईतनेमे (એટલામાં) | इतनेमें |
| १०९. | लोट | आटा (લોટ) |
| ११०. | लोटता था } (પાછો આવતો હતો) | लौटता था |
| १११. | लेटता था | |
| ११२. | लीटता था (સૂતો હતો) | लेटता था |
| ११३. | कौण ? ( કોણ ? ) | कौन ? |
| ११४. | खाउगा ? ( ખાઈશ ) | खाऊँगा |
| ११५ | राह ( વાટ ) देखना | राह देखना। (રસ્તો જોવો) |
| ११६. | રાહ જોવી, વાટ જોવી | प्रतीक्षा (इन्तज़ार) करना |
| ११७. | रस्ता | रास्ता |
| ११८. | उद्देश उद्देश | उद्देश |
| ११९. | बुध्धि | बुद्धि |
| १२०. | शीक्षण | शिक्षा (કેળવણી, શિક્ષણ) |
| १२१. | शिक्षा (દંડ) | ज़ुर्माना (દંડ) |
| १२२. | रक्षण | हिफ़ाजत, रक्षा (રક્ષણ) |

